# જગત્‌ની વિપત્તિ

## તેનું મૂળ અને તે નિવારણ કરવાનો ઉપાય.



(“WORLDS DISTRESS” in Gujarathi)

મૂલ્ય ૨ આના. Price 2 Annas.

# જગત્‌ની વિપત્તિ

## તેનું મૂળ કારણ અને તે નિવારણ કરવાનો ઇલાજ

પાપ, ભુંડાઈ શા માટે રહેવા દીધી?
સેતાનને કોણે ઉત્પન્ન કર્યો?
ઈશ્વર શા માટે સેતાનને મારી નાંખતો નથી?
ભવિષ્યવાણી અને તેની સફળતા.
જગત્‌નો અંત.
અમરત્વ
મરણ પામેલા ક્યાં છે?
સર્વેને માટે તારણ.

ઇન્ટરનેશનલ બાઇબલ સ્ટુડન્ટસ એસોસીએશન
બ્રુકલીન—ન્યુયોર્ક

હિન્દુસ્થાન શાખા:—૪૦ કુલાબા રોડ—મુંબઈ.

# જગત્માં પાપ ભુંડાઈ શા માટે રહેવા દીધી?



આ દૂનિયા દુઃખથી ભરેલી છે. પ્રત્યેક મનુષ્યને કંઈ ને કંઈ વેદના રોગ અને નિર્બળતા હોય છે. દરેક દેશમાં ગુન્હાનો પ્રચાર જોવામાં આવે છે. દ્વેષ, ઇર્ષ્યા દુશ્મનાવટ હદ વગરની બધે નજર પડે છે. આવી સ્થિતિમાં જગત્માં ઇશ્વરી યોજના છે. એવો વિચાર કરનારના મનમાં સ્વાભાવિક રીતે સવાલ ઉત્પન્ન થાય છે કે, પરમેશ્વર જે ન્યાયી, દયાળુ અને બુદ્ધિમાન્ છે તે શા માટે આ દૂનિયામાં પાપ, ભુંડાઇને રહેવા દે અને લોકોને તેનાથી દુઃખ પામવા દે છે?

ભુંડાઈ દુષ્ટતા એ જ છે કે જે દુઃખ ઉત્પન્ન કરે છે. જે પ્રત્યક્ષ અથવા અપ્રત્યક્ષ રીતે દુઃખ ઉત્પન્ન કરે છે તેનું નામ ભુંડાઈ. કોઇ એમ સવાલ પૂછે છે કે શા માટે ઇશ્વરે સેતાનને આપણા આદ્યપૂર્વજને લાલચમાં નાખવા દીધા અને ઇશ્વરની આજ્ઞાનો ભંગ કરવા દીધો? આ આજ્ઞાભંગને લીધે મનુષ્યનું પતન અને હજારો વર્ષથી ભોગવવું પડતું દુઃખ શું ઇશ્વર ધારત તો અટકાવી શકત નહી? યહોવાહ એ સર્વ શક્તિમાન્ એ આપણે કબૂલ કરીએ તો એમ થવા દેવું એ ડહાપણભર્યું છે. એમ જો તેને લાગ્યું હોત તો અવશ્ય તેણે એ બધું અટકાવ્યું હોત. પરંતુ તેણે તેનો અટકાવ કર્યો નહિ, તેથી તેમ કરવામાં તેનો કંઈ સારો હેતુ હોવો જોઇએ. એ સ્પષ્ટ છે. આ જગત્માં વ્યકત થતું તેનું અદ્ભુત રચના કોશલ્ય, વ્યવસ્થા,

યોજના વગેરે આપણે બારીકાઇથી જોઇએ તો તે પરમેશ્વર મનુષ્ય માત્રના કલ્યાણ માટે કરે એમ આપણા મનની ખાત્રી થયા વગર રહેતી જ નથી, જગતની પ્રત્યેક બીનામાં તેનું અપ્રતિમ ચાતુર્ય અને આપણાપર તેનો અખુટ પ્રેમ વ્યકત થાય છે.

## બુરાઇના અનુભવથી મનુષ્ય શું સારો થઈ શકે છે?

ઇશ્વિરે પેદા કરેલું પહેલું મનુષ્ય પ્રાણી શારીરિક, માનસિક અને નૈતિક દૃષ્ટિએ નિર્દોષ અને સંપૂર્ણ હતું. Studies in Scriptures બાઇબલ ધર્મશાસ્ત્રના અભ્યાસ એ ગ્રન્થના પ્રથમ ભાગનું ૧૧૯ મું પૃષ્ઠ જુઓ. તેમાં નીચે પ્રમાણે ઉદ્ગાર છે:–

ઇશ્વરે જો ધાર્યું હોત તો મનુષ્ય પ્રાણીને ભલું અને બુરૂં, સત્યાસત્ય અને પાપપુણ્ય જાણવાની શક્તિ વગરનું બનાવ્યું હોત. અથવા તો સત્યને ઓળખવા પૂરતી શક્તિ જ તેને આપી હોત. પરંતુ જો તેણે તેમ કર્યું હોત તો મનુષ્યની એક સજીવ યંત્ર કરતાં વધારે કિંમત થાત નહિ. ઇશ્વરની મનોમય પ્રતિમા એવી જે મનુષ્યની યોગ્યતા છે તે તેને પ્રાપ્ત થાત નહિં. એથી ઉલ્ટું મનુષ્યને સ્વયં પૂર્ણ અને સ્વતંત્ર બનાવ્યો હોત તો સેતાન તરફથી તેનો બચાવ કરી શકાત. આ પ્રમાણે ઇશ્વરે આ બીજો જ માર્ગ લીધો.

આ સિવાય બીજા કોઇ પણ રસ્તે મનુષ્યને શાશ્વત સુખની પ્રાપ્તિ થાત નહિ. સ્વતંત્ર પરંતુ ઇશ્વરની ઇચ્છાનો વિરોધ ન કરનારી, તેની ઇચ્છાને આનંદથી અનુસરનારી. ઇચ્છા શક્તિ હોવામાં મનુષ્યનું ખરૂં સુખ અને આનંદ છે. આ વાત બરાબર સમજી મનુષ્યે પોતાની ઇચ્છા દેવની ઇચ્છાને મળતી કરવાનો પ્રયત્ન કરવો. ઇશ્વરે દરેક વસ્તુ પોતાના આનંદ માટે ઉત્પન્ન કરી છે. ભુંડાઇમાં ઇશ્વરને આનંદ છે નહિ. ખરાબ કૃત્ય અને સારા કૃત્યનાં ભલાં ભુંડા પરિણામનાં પોતાની

પ્રજાને ભાન થાય તેને માટે જે ઉત્તમ ઉપાય હતો તે તેણે યોજ્યો. અને તે ઉપાય એ કે તે દરેક બાબતનો મનુષ્યને અનુભવ લેવા દેવો. પૃથ્વીપરના કોઈ પણ પ્રાણી કરતા મનુષ્યનો દરજ્જો યહોવાએ ઉચ્ચ રાખ્યો છે. તેણે તેને નૈતિક જ્ઞાન–સદસદ્વિવેક બુદ્ધિ આપી છે કે ભલું અને ભુંડું પારખી શકે. ભુંડાઇથી મનુષ્યનું રક્ષણ કરી ભલાઇનો જ માત્ર અનુભવ લેવા દીધો હતે તો ભુંડાઇથી થતા માઠા પરિણામ-નું અનુભવસિદ્ધ જ્ઞાન મનુષ્યને કદિએ મળત નહિ. તે સિવાય ભુંડાઇથી બચવાનું કાર્ય પણ હંમેશને માટે ઇશ્વરપર જ રહેત. અને એમ થવાથી મનુષ્યનું નૈતિક સ્વાતંત્ર્ય નાશ પામ્યું હોત. આદમ ઇશ્વરની પ્રતિમા હતો એમ આપણે જે કહીએ છીએ તેનો અર્થ એ કે ઇશ્વરે તેને સદસદ્વિવેક બુદ્ધિ આપી હતી તેનો ઉપયોગ કરવાને સ્વતંત્ર હતો.

## જગતમાં દુઃખ અને પાપ રહેવા દેવામાં ઈશ્વરનો હેતુ.

જગતમાં વ્યક્ત થનારી ઇશ્વરી યોજના તરફ જોતાં ભુંડાઇનો પ્રત્યક્ષ અનુભવ એ જ મનુષ્યના કલ્યાણનો નિત્યોપયોગી ખાત્રીનો અને ઉત્તમ માર્ગ છે એમ ઇશ્વરને લાગ્યું હોવું જોઇએ; એ વાત સ્હેજ રીતે આપણા ધ્યાનમાં ઉતરે તેમ છે. એટલા માટે ઇશ્વરે ખરાબ બીનાનો અટકાવ ન કરતાં મનુષ્યને તેનો સંસર્ગ થવા દીધો. મનુષ્યને ઇંદ્રિયોથી યુકત અને અવયવોથી પૂર્ણ બનાવ્યો હોવા છતાં તો પણ તેને અનુભવની ખામી હતી, તે અનુભવને મેળવવા માટે તેને અમુક પરિસ્થિતિમાંથી પસાર થવાની જરૂર હતી. આ સ્થિતિમાં મનુષ્યને અમુક મુદત રહેવું જોઇએ કારણ કે પવિત્રશાસ્ત્રમાં કહ્યું છે કે દુષ્ટતાનાં ખરાબ પરિણામનો મનુષ્યને અનુભવ મળે ત્યાં સુધી દુષ્ટતાની ક્રિયા જગતમાં ચાલુ રહેશે. તે પરથી મનુષ્યને જે બોધ લેવાનો છે તે લીધા પછી જ આ ક્રિયા બંધ પડશે અને પછી પ્રભુની સર્વ પ્રજા આનંદથી તેની આજ્ઞા પાળશે અને ન્યાય તથા પ્રેમથી વર્તશે.

## આદમના પાપને માટે આખી મનુષ્ય જાતિને શા માટે દુઃખ ભોગવવું પડે છે?

જો કોઈ એમ પૂછે છે કે ઈશ્વરનો હેતુ આદમને ભુંડાઈનો અનુભવ લેવરાવવાનો હતો તેને માટે તે શા સારૂ તેના વંશજોને હજારો વર્ષોથી દુઃખ ભોગવવા દે છે? સૃષ્ટિમાં ઈશ્વરની યોજના જો આપણે લક્ષપૂર્વક વિચાર કરીએ તો આનું નિરાકરણ થાય છે અને તેમ કરવામાં તેની યોજનામાં ચાતુર્ય અને આપણાપરનો પ્રેમ સ્પષ્ટ જણાઈ આવે છે. એડનના બાગમાં નિષ્પાપ સ્થિતિમાં આદમ રહેતો હતો ત્યારે તેના સત્વની પરીક્ષા કરવામાં આવી તે વખતે તેને છોકરાં થયાં નહતાં. ત્યાર પછી જ્યારે તેણે ઈશ્વરની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું ત્યારે તેને મોતની સજા કરી અને બાગમાંથી હાંકી કાઢવામાં આવ્યો. ત્યાર પછી તેને છોકરાં થયાં અને આ પૃથ્વીપર રહેવા લાગ્યાં ઈશ્વરનો હેતુ એવો હતો કે તેણે કરેલી સજા આદમના સંતાનો બાધક થાય કારણ કે તેમ કરવાથી સર્વ ઉદ્ધારને માટે એક જ ઉપાય રહે અને જુદા જુદા ઉપાય કરવાની જરૂર ન રહે. પાપાચરણને લીધે આદમનું શરીર દોષિત થયું હતું અને તેથી તેની સંતતિ દોષવાળી જન્મી. એક સ્તોત્રકાર કહે છે કે "પાપમય વાતાવરણમાં મારૂં શરીર બંધાતું હતું અને મારી ગર્ભોત્પત્તિ પણ એવી પાપમય સ્થિતિમાં થઇ" એક મનુષ્ય પાપ કરવાથી જગત્માં પાપનો સંચાર થયો એક મનુષ્યે પાપ કર્યું તેથી જગત્માં પાપનો પ્રવેશ થયો અને તેની પાછળ મૃત્યુ આવ્યું. એમ જગત્નાં સર્વ માણસો પાપી થયાં અને મરણ તેમની પુંઠે લાગ્યું." આથી એક નિર્દોષ આદમીનું બળિદાન આપી મનુષ્યજાતિનો ઉદ્ધાર કરવાની યોજના દેવે કરી. આદમને થયેલી શિક્ષાના ઉદ્ધારનો માર્ગ આ જ હતો. તેની થયેલી શિક્ષાનો દોષ તેની પ્રજામાં જો આવ્યો ન હોત તો પ્રત્યેક મનુષ્ય જુદો જુદો નિવેડો કરવાની અને તેને માટે જુદા જુદા તારણના ઉપાયની જરૂર પડી હોત. પરંતુ એક જ તારનાર વડે સર્વને ઉદ્ધાર થવો એમ ઈશ્વરની યોજના હતી.

જગત્ નિર્માણ કર્યા પૂર્વે યહોવાહનો એવો હેતુ હતો કે મૃત્યુ-માંથી મનુષ્યનો છુટકો કરાવવો અને પાપાચરણના દુષ્પરિણામનો તેને અનુભવ મળ્યા પછી સન્માર્ગથી જીવન ચલાવવાની તેને તક આપવી. આ પ્રમાણે જ્યારે દુનિયાનો ઇન્સાફ કરવાનો સમય આવે ત્યારે સર્વ મનુષ્યોને પાપના પરિણામનો અનુભવ આવ્યો હોવો જોઇએ. પરંતુ આદમનો નિવેડો કરતી વખતે તેને તેવા પ્રકારનો અનુભવ ન હતો. આદમે જ્યારે આજ્ઞા ભંગ કર્યો તે વખતે સર્વ માનવ જાત તેના લોહીમાં બીજરૂપે રહેલી હતી. એમ કહેવામાં હર-કત જેવું નથી. અર્થાત્ કે આદમ વિરૂદ્ધ આપેલો નિકાલ તેના વંશજોને પણ લાગુ પડ્યો પરંતુ આદમ અને તેના વંશજોને થયેલી શિક્ષામાંથી છુટકારો કરવા આદમના જેવી યોગ્યતાવાળા અને તેના ઉદ્ધાર માટે રાજીખુશી મરવાને તૈયાર એવા એક નિર્દોષ મનુષ્યની ઇશ્વિરે યોજના કરી. આ બાબત માટે પોતાના ભવિષ્યવાદીને મુખે ઇશ્વિરે આશ્વાસન મોકલ્યું કેઃ—મૃત્યુના પાશમાંથી તારનાર આવી હું તમારો છુટકારો કરીશ. હે મૃત્યુ ! હું તારો શત્રુ થઈ તારો નાશ કરીશ. એમ કરવામાં મને લેશ માત્ર પણ ખેદ થશે નહિ..”

ઉપરની યોજના પ્રમાણે નિર્દોષ અને સંપૂર્ણ મનુષ્યના ભોગ સિવાય તારણનો બીજો કોઈ પણ ઉપાય નહતો. અને એવો મનુષ્ય પૃથ્વીમાં મળવો મુશ્કેલ હતો. “તેઓમાનાં એકનાથી પણ તારણ આપી તેમનો ઉદ્ધાર કરી શકાય તેમ ન હતું. તેમ ઇશ્વિરને દંડ આપી છૂટકારો કરે તેમ નહતું.”

આ પરિસ્થિતિમાં ઇસુને પરલોકમાંથી આ માનવી લોકમાં મોકલવામાં આવ્યો. તેણે આ લોકમાં જન્મ લીધો ખરો પરંતુ તેનો જન્મ આદમના સંતાનથી થયો નહતો. જ્યારે તે વયમાં આવ્યો ત્યારે શારીરિક અને માનસિક સંપૂર્ણતા તેનામાં હતી. અને એડનમાં નિર્દોષ અને નિષ્પાપ આદમની પ્રતિમૂર્તિ જેવો હતો. મનુષ્યજાતિનો

ઉદ્ધાર કરવા માટે પ્રભુ ઇસુએ પૃથ્વીપર અવતાર લીધો હતો. તે પોતે જ જણાવે છે કે: "આ મનુષ્યનો પુત્ર સેવા કરાવવા માટે નહિ પણ સેવા કરવા માટે જગત્માં આવ્યો છે. તે પોતાના પ્રાણનું તારણ આપી અનેકનો ઉદ્ધાર કરશે." "તેઓને જીવન મળે અને પૂર્ણ અંશે જીવન મળે એ ઉદ્દેશથી હું આવ્યો છું.

## પૃથ્વીમાં વસ્તીના વિસ્તાર થયા પછી દુષ્ટતાનો અંત.

પાપ અને મૃત્યુનું સામ્રાજ્ય અનેક વર્ષ સુધી પૃથ્વીપર ચાલ્યું તેથી કરીને લોક સંખ્યા વધવાને જોઇએ તેટલો સમય મળ્યો. મનુષ્યોને તેમની પૂર્ણાવસ્થા જ્યારે ફરીથી પ્રાપ્ત થશે ત્યારે આ પૃથ્વીપર એ માણસોની સંખ્યા ભરપૂર હશે અને એમને પાપના દુષ્પરિણામનો અનુભવ મળેલો હશે પરંતુ જેઓ બાળપણમાં મરી ગયા છે તેમને આ અનુભવ મળવો શકય નથી. તેથી ખ્રિસ્તના હજાર વર્ષના રાજ્ય સમયે તેમને આ અનુભવ મળે અને તેમનો ઉદ્ધાર થાય એવી પ્રભુએ યોજના કરી છે. તેઓના પોતાના અનુભવ ઉપરાંત બીજાઓને શું થયું તેનો અનુભવ પણ મળશે. ઇસુનુ મરણ જગત્ના કલ્યાણ માટે હતું. શાસ્ત્રમાં લખ્યું છે કે: "મનુષ્યો માટે તે મૃત્યુનો અનુભવ લઈ શકે તેટલા માટે કૃપાળુ પ્રભુએ તેને દેવદૂત કરતા કિંચિત્ હલકા દરજ્જામાં જન્મ આપ્યો. કીર્તિ અને ગૌરવથી ભૂષિત એવો ઇસુ તે દેવની કૃપાનું ફળ છે." આપરથી આપણને જણાય છે કે પ્રભુ ઇસુના મરણ અને પુનરૂત્થાનથી માનવજાતિને એટલે કે આદમ અને તેના વંશજોને તારણ મળે. સંત પોલના એક ઉદ્ગાર પરથી આ યોજના સ્પષ્ટ જણાય છે. "આપણો તારક પ્રભુ જે સર્વના ઉદ્ધાર માટે કાળજી રાખે છે, મનુષ્યને સત્યનું ભાન થાય એવી જેને ઇચ્છા છે તેની નજરે આ તારણ યોગ્ય છે અને ગ્રાહ્ય છે. કારણ કે દેવ અને મનુષ્ય એ બેની વચ્ચે એકજ મધ્યસ્થ છે

અને તે ઇસુ ખ્રિસ્ત કે જે આપણે માટે તારક બન્યો અને ન્યાયનો સમય આવતાં તે આપણા વતી સાક્ષી આપશે." ઉપલા ઉતારાનો સારાંશ એ છે કે આદમને થયેલા શ્રાપથી મનુષ્ય જાતિની મુક્તિ ઇસુ ખ્રિસ્તનું મૃત્યુ અને તેના બળિદાનનું શ્રેય ઈશ્વરને અર્પણ કરવાથી થાય અને મનુષ્યોને સત્યનું ભાન તથા સન્માર્ગે આયુષ્ય ગાળવાને તક મળે.

## થોડા જ સ્વર્ગમાં જશે.

જગતમાં પાપ અને દુષ્ટતા રહેવા દેવામાં યહોવાહનો એક બીજો હેતુ હતો. તે હેતુ એ હતો કે ઇતર સૃષ્ટિ કરતાં ભિન્ન અને ઉચ્ચ દરજ્જાની એક નવીન સૃષ્ટિ માણસોમાંથી ઉત્ક્રાંત થવા દેવી. આ નવીન સૃષ્ટિનો નેતા ઇસુ ખ્રિસ્ત છે અને ચર્ચ અથવા ધર્મ સંઘ તેનો અનુયાયી છે. આ બન્નેની એકતા અને સહાયથી યહોવાહ અખિલ માનવ જાતિને તેની પૂર્વ સ્થિતિમાં લાવી તેમનું કલ્યાણ કરશે. આ નવીન સૃષ્ટિનો વિકાશ દુઃખ ભોગથી થાય એવી પ્રભુની ઇચ્છા જણાય છે. દેવના દરબારમાં યહોવાહની સંગતિનું સુખ છોડી તે બહાર પડ્યો. તેણે માંસમય દેહ ધારણ કર્યો. અને તે મનુષ્યોમાં આવીને રહ્યો. તે શરીરે દઢ અને નિરોગી હોવાથી સુંદર દેખાતો હતો. રહાડા તેત્રીસ વર્ષ તેણે પાપીઓની સંગતમાં ગાળ્યા પાપી અને દાણીઓ સાથે ભોજન કરવામા તેણે આનાકાની કરી નહિ. તે આદમજાતના સંસર્ગમાં આવ્યો. આમ કરવાને માટે જે અનેક હેતુ હતા તેમાંનો એક એ હતો કે પાપને લીધે મનુષ્યજાતિને જે દુઃખ ભોગવવું પડે છે તેનું પ્રત્યક્ષ જ્ઞાન થાય, અને આ દુઃખના પ્રત્યક્ષ અવલોકનથી ન્યાય કરવાની વખતે પાપનો સહાનુભૂતિ પૂર્વક વિચાર કરવાનું સરળ થઇ પડે. તેના સંબંધમાં એક ભાવિષ્યવાદી કહે છે કેઃ આપણે આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું તેને માટે તેને દબાવું પડયું આપણા અન્યાયને માટે, આપણા પાતકને માટે તેને શારીરિક ઇજા ભોગવવી પડી. આ સર્વ ત્રાસ અને જુલમ તેણે આપણે માટે

સહન કર્યા. મનુષ્યોની સાથે સહાનુભૂતિપૂર્વક સંબંધ કેવી રીતે રાખવો જોઇએ તે જાણવાની ઇચ્છાથી તેણે આ સર્વ દુઃખ સહન કર્યા.

ખ્રિસ્તના અનુયાયીઓનો મનોવિકાશ દુઃખના અનુભવથી થાય એવી તે સ્વર્ગીય પિતાની ઇચ્છા જણાય છે, કારણકે સંતપોલ કહે છે કે: "જો આપણે દુઃખનો અનુભવ લઇએ તો તેની પણ સામે રાજ્ય કરીએ." એક બીજે ઠેકાણે તે કહે છે કે "જો આપણે પણ તેની સાથે દુઃખ ભોગવીએ તો આપણે પણ તેની સાથે તેના રાજ્યના ભાગીદાર બનીએ." જ્યારે આ નવી સૃષ્ટિનો પૂર્ણ વિકાશ થશે. અને તે પોતાના સંપૂર્ણ તેજથી કીર્તિવંત થશે. ત્યારે તે ઇશ્વિરના આનંદ અને અભિમાનનું એક સ્થાન થઇ રહેશે. ધર્મશાસ્ત્રમાં આ નવી સૃષ્ટિને "ઝાયન્ (zion) એવા નામથી ઉલ્લેખ કર્યો છે. આ નવી સૃષ્ટિને ઉદ્દેશી એક સ્તોત્રકાર લખે છે કે "પ્રભુએ ઝાયન્‌ને પોતાના નિવાસસ્થાન માટે પસંદ કર્યું છે. આ નવી સૃષ્ટિ એ દેવ અને મનુષ્યને મળવાનું પવિત્ર સ્થાન થઇ રહેશે. પ્રભુ ઇસુના નેતૃત્વ નીચે રહી આ સૃષ્ટિ મધ્યસ્થ, ઉપાધ્યાય અને રાજા એ ત્રણ રીતે કાર્ય કરશે. યહોવાહ અને મનુષ્યો એ બન્નેનું પ્રતિનિધિત્વ સ્વીકારી તેમની વચ્ચે એ સૃષ્ટિ મેળાપ કરી આપશે. તેની મદદથી મનુષ્યો ફરીથી દેવની કૃપા સંપાદન કરશે શાશ્વત યશ અને સ્વર્ગ આ સૃષ્ટિને આ વર્ગના મનુષ્યોને પ્રાપ્ત થશે અને તેઓને નિરંતર પ્રભુ પાસે રહેવાનું મળશે.

## પૃથ્વી પરના સર્વ માણસોને સદુપદેશ.

આ નવી સૃષ્ટિ 'ઝાયન' પ્રભુ ઇસુના નેતૃત્વ નીચે સર્વને સત્યનો બોધ કરી સદુપદેશ આપશે. આ નવી સૃષ્ટિની જ્યારે સ્થાપના થશે ત્યારે પૃથ્વી પર જીવતા સર્વ મનુષ્યોને સત્યનો ઉપદેશ કરી, શું ખાવું, શું પહેરવું, કેમ વર્તવું, કેવી રીતે વિચાર કરવો, એ શીખવવામાં આવશે. વધારામાં નીતિતત્ત્વ અને નિયમ શીખવવામાં

આવશે. દુષ્ટતાનો લાંબા વખત સુધી અનુભવ લેવાથી જેના મનમાં પાપને માટે તિરસ્કાર ઉત્પન્ન થયો હશે. તથા સત્ય અને ન્યાય માટે જેના મનમાં પ્રીતિ ઉત્પન્ન થઇ હશે. એવાને શરીર, મન અને હૃદયની પૂર્ણાવસ્થા–નિર્દોષતા ફરીથી પ્રાપ્ત થશે પૂર્ણાવસ્થા પ્રાપ્ત થવાની મુદત એક હજાર વર્ષ સુધી રહેશે. આ સમયે જગત્પર મસીહાનું રાજ્ય ચાલુ હશે, આ હજાર વર્ષની લાંબી અવધિમાં આદમ અને તેના વંશજોને સન્માર્ગે જવાની અને તે રસ્તે જીવન ગુજારવાની તક મળશે. મૃત્યુ એ મનુષ્ય જાતિનો મોટો શત્રુ હોય તોપણ મરણ પછી મનુષ્યોને કોઇપણ પ્રકારનું દુઃખ ભોગવવું પડશે નહિ એ સહજ સમજાશે. ઉલ્ટું તેથી અનુભવનો વધારો થઇ ખરા સુખનો પ્રારંભ થયો છે. એમ સમજી પૂર્વ સ્થિતિ પ્રાપ્ત થયેલાં મનુષ્યો દેવનો અને ખ્રિસ્તનો જયજયકાર કરશે.

આ જગત્માં પાપ, દુઃખ ઇત્યાદિ રહેવા દેવામાં દેવની દૃષ્ટિએ આપણને મુખ્ય ત્રણ કારણ જણાવે છે. (૧) પાપાચરણના અનુભવથી મનુષ્યોને પૂર્ણ અને અનુભવ સિદ્ધ જ્ઞાન મળે તે. (૨) સન્માર્ગે જીવન ગાળવાની છેવટની સંધિ મનુષ્યોને આપવા પહેલાં પૃથ્વી પર મનુષ્ય સંખ્યાની વૃદ્ધિ થાય તે માટે કંઇ વિવિક્ષિત સમય જવા દેવો. (૩) પ્રભુ યહોવાહને જેને માટે અભિમાન લાગે. અને પુનરૂદ્ધારના કાર્યમાં જેનો સાધન તરીકે ઉપયોગ કરવામાં આવે એવી નવી સૃષ્ટિ તૈયાર સમય મળે પ્રભુના આ ત્રીજા હેતુ સંબંધી એક ઠેકાણે લખ્યું છે કે ઇસુ ખ્રિસ્તદ્વારા પોતાની નિસ્સિમ કૃપા અને પ્રેમરૂપી સંપત્તિનો ખજાનો મનુષ્યો માટે ખુલ્લો થાય.

ખ્રિસ્તદ્વારા મનુષ્યનો ઉદ્ધાર કરવાની ઇશ્વિરી યોજના લક્ષમાં લઇએ તો. જગતમાં દુષ્ટતા રહેવા દેવામાં મનુષ્યને ફાયદો જ થયો છે. મનુષ્યનું આ હિત બીજી કોઈ પણ રીતે આવી ઉત્તમ રીતીએ થઈ શકયું નહોત, મનુષ્યોને મળેલા અનુભવથી તેમનું, તેજ પ્રમાણે

તેમનો અનુભવ જોઈ દેવદૂતનું કલ્યાણ થયું છે. તે ઉપરાંત વિશેષ ફાયદો તો એ થયો છે કે તેની યોજની ઈશ્વરની કાર્યકુશળતા સંપૂર્ણ રીતે જણાઇ આવી છે. સમત્વ બુદ્ધિ, ચાતુર્ય, ન્યાયશીલતા, પ્રેમ, સત્તા, ઇત્યાદિ ગુણોનો ઈશ્વરમાં કેવો મધુર સંયોગ થયો છે. તે હવે તેમને હવે સમજાશે.

## દૂનિયાના ન્યાયનો દિવસ હમણા આવી પહોંચ્યો છે.

હમણાં હમણાં જગતમાં દુકાળ, લડાઇ, રોગોનો ફેલાવો, બોલ્શેવિઝમ અને તે સિવાય બીજા અસંખ્ય ગુન્હા આ દૂનિઆના માણસોને નજરે પડે છે તેનું કારણ શું ? આનો ટુંકો જવાબ એ છે કે સેતાન આ જગત્નો રાજા છે. બાઇબલમાં પણ તેમજ કહ્યું છે. કેટલાં સૈકા થયા સેતાનની સત્તા આ જગત્ના સર્વ ભાગપર ચાલુ છે. સેતાનના સામ્રાજ્ય અને જગત્ની પ્રજાપર તેનું વેર લેવાશે. એવું દેવે અગાઉથી ભવિષ્ય કથન કર્યું છે. દેવના રોષનો આ દિવસ હવે નજીક આવ્યો છે આ દૂનિયાની વિપદોની અપાર વૃદ્ધિ થતી ગઇ છે અને જગત્નો પુનરૂદ્ધાર થાય તે પહેલાં તેમ થવું જોઇએ એ બે આપણે જોઇએ છીએ પુનરૂદ્ધાર પહેલાં જગતની જે સ્થિતિ થવાની છે તેનું ભવિષ્ય કથન જે ઇસુ ખ્રિસ્તે કર્યું હતું તે થવા માંડ્યું છે. એકવાર પહેલાં જગત્નો જળપ્રલયમાં નાશ થયો હતો.

હમણાં જગત એક ભયંકર વિપત્તિના વંટોળિયામાં સપડાયું છે. એ રોષના અગ્નિમાં સર્વ દુષ્ટ રાષ્ટ્રનો અંત આવશે અને ન્યાય નીતિ સત્યના પાયાપર નવી સૃષ્ટિની રચના થશે. એમ લાગે છે.

## ભાવી દૂનિયા

આ ભાવી દુનિયા સંબંધી The Divine Plan of Ages Vol. 1, Studies in Scriptures નામના ગ્રંથમાં ૧૧૮ માં પૃષ્ટપર નીચે પ્રમાણે લખ્યું છે:–

પાપને લીધે દુઃખ દારિદ્રય, વિપત્તિ અને જે ઘોર દુષ્ટતા એવા આ જગત્‌ના શોકપ્રદ દેખાવ તરફ નજર ન કરતાં ક્ષણભર બંધ કરી તમે તમારા મનશ્ચક્ષુ આગળ સર્વાંગ સુંદર એવા ભાવી જગત્‌નું દશ્ય આણો અહીં તમને શું નજરે પડે છે? દુષ્ટ વિચાર કટુ શબ્દ, ક્રોધાવિષ્ટ મુદ્રા એમાંનું કંઈ જણાતું નથી. પ્રત્યેક મનુષ્યના અંતઃકરણમાંથી પ્રેમનો ઝરો વહે છે. દરેક જણની કૃતિ સારા હેતુથી પ્રેરાયલી હોય છે. બિમારીનું નામ નથી. વૃદ્ધાવસ્થાની ભીતિ નથી, જર્જરિતપણાનો ભય નથી. આવા પ્રકારની પરિસ્થિતિ તમને ભાવી જગમાં જણાશે. સૌન્દર્ય, આરોગ્ય ઇત્યાદિ ઉત્તમ વસ્તુની અત્યંત ઉચ્ચ કલ્પના તમે તમારા મનમાં ધારી લ્યો. એ કલ્પના આ ભાવી જગના સૌન્દર્ય આગળ ફીક્કી પડી જશે. મનની પવિત્રતા અને ઉજ્જ્વલ નીતિમત્તાનું તેજ પ્રત્યેક ચહેરાપર ચમકશે. ભાવી જગત્‌નો માનવ સમાજ આવી જાતનો હશે આવી જાતની ભાવી સૃષ્ટિ અસ્તિત્વમાં આવ્યા પછી મરેલાને માટે શોક કરવાનું કારણ નહિ રહે, આ પ્રમાણે પુનરૂત્થાનનું કામ સંપૂર્ણ રીતે દૃષ્ટિએ પડશે.

## સેતાનને કોણે ઉત્પન્ન કર્યો?

આપણે પવિત્ર શાસ્ત્રમાં વાંચીએ છીએ કે આ જગત્‌ની ચરાચર સર્વ વસ્તુઓ ઇશ્વિરે બનાવી અને તેનું પ્રત્યેક કામ પૂર્ણ અને નિર્દોષ છે. પરંતુ સેતાન દુષ્ટ છે. એવા દુષ્ટ પ્રાણીને ઇશ્વિર ઉત્પન્ન કરે એ શકય નથી, ત્યારે સવાલ એ થાય છે કે સેતાનને કોણે બનાવ્યો ?

પ્રત્યેક વિચારવંત પ્રાણી નીતિની દષ્ટિએ સ્વતંત્ર હોવું જોઇએ એ જરૂરી બીના છે. ભલું અને ભુંડું. સારૂં અને માઠું આ બેમાંથી એકને સ્વીકારવાનો તેનો હક્ક હોવો જોઇએ. જો એમ ન હોય તો એક યંત્ર કરતા તે પ્રાણીની વધારે કિંમત રહે નહિ. યંત્ર જેમ એક ચોક્કસ કામ કરવાને બનાવેલું હોય છે તેજ કામ તે કરે છે ને બીજું નહિ. તે પ્રમાણે જો પ્રાણીની ઇચ્છા શક્તિ લઇ લેવામાં

આવે તો માણસની સ્થિતિ તેવી થાય. આથી સ્વતંત્ર ઇચ્છા શક્તિ વાળો માણસ જે પ્રમાણે ભલાનો ત્યાગ કરી ભુંડાઇ ગ્રહણ કરે છે તે પ્રમાણે જ્યારે આરંભમાં નિર્દોષ અને નિષ્પાપ એવા પ્રાણીએ જ્યારે અસન્માર્ગ ન લીધો ત્યારે તે દુષ્ટ અને પાપી બન્યું.

## લ્યુસિફર એ પહેલાં સેતાન ન હતો.

યેહોવાહે બનાવેલાં અત્યંત સુંદર પ્રાણી પૈકી લ્યુસિફર પણ એક હતો. લ્યુસિફરનો અર્થ અત્યંત તેજસ્વી, જગજગતો શુક્રનો તારો છે. અયુબ પોતાના પુસ્તકમાં લખે છે કે ઇશ્વિરે જ્યારે આ પૃથ્વીનો પાયો નાંખ્યો ત્યારે લ્યુસિફર ત્યાં હાજર હતો અને દેવની સ્તુતિ અને જય જયકાર કરવામાં તેણે ભાગ લીધો હતો. ઇશ્વિરના ભવિષ્યવાદીએ તેનું જે વર્ણન કર્યું છે તે પરથી તે ઘણો સુંદર અને આશ્ચર્યકારક પ્રાણી હતો એમ જણાય છે. તેનો વેષ પણ ઘણો જ દિવ્ય અને તેજસ્વી હતો. ભવિષ્યવાદી તેને માટે કહે છે કેઃ–"તું એડનના બાગમાં–ઇશ્વિરના બાગમાં હતો. તારૂં શરીર અલંકારોથી ભૂષિત હતું. એડનના બાગમાં તું આદમનું રક્ષણ કરનાર તું અભિ-ષિક્ત દેવદૂત હતો. તે કામપર મેં જ તારી નિમણુંક કરી હતી. દેવની પવિત્ર ટેકરી પર તું હતો. અગ્નિથી તપેલા પત્થર પર તું નિર્ધાસ્તપણે ફરતો હતો. તારામાં પાપનો સંચાર થયો ત્યાં સુધી તું નિર્દોષ અને નિષ્પાપ હતો. તારા શરીરમાં પાપનો સંચાર થયો અને તારૂં પતન થયું.

## લ્યુસિફર ક્યારે સેતાન થયો

આપણે જોયું કે લ્યુસિફર જન્મતઃ નિર્દોષ અને નિષ્પાપ હતો. તેને અભિષિક્ત દેવદૂત કહેવામાં આવ્યો છે. એનું કારણ એ કે એને બીજાપર સત્તા ચલાવવાનો અધિકાર હતો. ઉપર જણાવેલા તેમજ બીજા ધર્મ ગ્રંથના વચનોપરથી જણાય છે કે તે એડનની વાડીમાં

હતો અને આદમ અને હવાને ઉત્પન્ન કર્યાં પછી તેમનાપર દેખરેખનું કામ પણ તેનું હતું. જ્યારે ઈશ્વરે મનુષ્યો ઉત્પન્ન કર્યાં ત્યારે આદમને પૃથ્વીપરની સર્વ વસ્તુ આધિપત્ય તેને આપ્યું લ્યુસિફર મનુષ્યોથી ઘણો ઘણો સુંદર હતો પરંતુ તેને તેનું પોતાનું રાજ્ય નહતું. તેથી તેને પોતાને માટે રાજ્ય મેળવવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. અને આ તેને માટે યત્ન કરવા લાગ્યો. હેતુ સાધવા માટે તેણે હવાને ખોટી વાત કરી ફસાવી તેણે હવાને કહ્યું કે 'યહોવાહ તને અને તારા સ્વામીને અજ્ઞાનમાં રાખવા ઇચ્છે છે.' આ ખોટી વાત કહેવા માટે તેણે સાપની કાયમાં પ્રવેશ કર્યો અને કહ્યું કે, "આ બાગમાંના પ્રત્યેક ઝાડના ફળ ખાવાની તમને પરવાનગી આપી છે કે ?" હવાએ ઉત્તર આપ્યો કે, "પ્રભુએ અમને આજ્ઞા કરી છે કે આ બાગના મધ્યભાગમાં જે વૃક્ષ છે તેનું ફળ ખાવું નહિ કે તે વૃક્ષને અડકવું નહિં. જો એ વૃક્ષનું ફળ ખાશો કે તેને અડકશો તો તમારૂં મૃત્યુ થશે." હવાએ એટલું કહ્યું કે તે સાપે જવાબ આપ્યો કે," છીઃ છીઃ તમે મરવા કરવાના નથી. તે વૃક્ષનું ફળ ખાશો તે દિવસે તમારાં જ્ઞાન ચક્ષુ ઉઘડશે અને તમે દેવના જેવા થશો. ઈશ્વર આ જાણે છે તેથી તેણે તમને આ પરવાનગી આપી નથી."

ઉપરના સંવાદપરથી લ્યુસિફરનો હેતુ સ્પષ્ટ સમજાઇ આવે છે, કે હવાને દેવની આજ્ઞાનું ઉલ્લંઘન કરાવી તેનાવડે તેના ધણીપર અધિકાર મેળવવો. આદમ અને હવાને પ્રજોત્પાદન કરવાનું સામર્થ્ય હતું. જો તેમનાપર અધિકાર મેળવાય તો પછી ભવિષ્યમાં થનારી તેમની સર્વ પ્રજાપર પણ અધિકાર મેળવાય એવો તેનો ઇરાદો હતો. આ પ્રમાણે તે સર્વ માનવવંશપર પોતાની સત્તા સ્થાપવા ઇચ્છતો હતો. પરંતુ તેણે જે માર્ગ લીધો હતો તે ખોટો હતો. તે યેહોવાહની સાથે કપટ રમતો હતો અને તેથી તે ઈશ્વરનો અણમાનીતો થયો.

## પૃથ્વીનો રાજા સેતાન.

લ્યુસિફરના પતનનું ભવિષ્યવાદી નીચે પ્રમાણે વર્ણન કરે છેઃ "હે લ્યૂસિફર, પ્રભાતના પુત્ર! તારૂં આ કેવું પતન! તારા પૃથ્વીપર પતન થવાથી સર્વ રાષ્ટ્ર દુર્બળ થયા. તારા મનમાં તને એમ થતું હતું કે હું આસમાનપર જઇશ. તારા ગણપર સિંહાસન સ્થાપીશ. ઉત્તર તરફ જ્યાં ભજનીક મેળો ભરાય છે. ત્યાં તે પર્વતપર જઇને બેસીશ. આભલાંના ઉચ્ચ યાનપર જઈ બેસીશ. અને દેવાધિદેવ સરખો થઇશ. પણ તારે હવે નરકમાં જવું પડશે. અને ત્યાંના ઘોર ઉંડાણુમાં પડી રહેવું પડશે.

પ્રભુ ઇસુ, લ્યુસિફર સંબંધી કહે છે કે; "આકાશમાંથી જેમ વીજળી નીચે પડે તેમ સેતાનને નીચે પડતાં જોયો. તે ઇશ્વરનો અણમાનીતો બન્યો. તેને પદચ્યુત કરવામાં આવ્યો, અને તેનું નામ પણ બદલી નાંખવામાં આવ્યું. ત્યારથી ધર્મ ગ્રંથોમાં તેને સર્પ, સેતાન, ડ્રગન, દુષ્ટાત્માના નામથી ઓળખવામાં આવે છે.

## દુષ્ટતા શા માટે ફાવે છે?

યેહોવાહે પ્રત્યેક પ્રાણીને જે નામ આપ્યું છે તેમાં કંઇને કંઈ હેતુ છે. એ નામમાં ઘણા અર્થ સમાયલા છે સેતાન એ શબ્દનો અર્થ વિરોધ કરનાર એડનના બાગમાં તેણે દેવનો તથા જે જે ભલું હતું તેનો તેણે વિરોધ કર્યો હતો. જ્યારે આપણા પ્રભુ ઇસુ ખ્રિસ્ત પૃથ્વીપર આવ્યા ત્યારે પણ તેણે અનેકરૂપ ધારણ કરી તેનો વિરોધ કર્યો હતો. અને તેના અનુયાયીઓને પણ તે ત્રાસ આપ્યા કરે છે. અને તેમને સતાવણી કરાવ્યા કરે છે. જ્યારે ઇશ્વરે આદમ અને તેની સ્ત્રીને એડનના બાગમાંથી કાઢી મુકયા ત્યારે દેવે કહ્યું હતું કે, તું અને તે સ્ત્રી વચ્ચે હું વેરભાવ સ્થાપન કરીશ. તારા અને તેના બી વચ્ચે પણ શત્રુત્વ ઉત્પન્ન કરીશ. આનું પરિણામ એ આવશે

કે તું તેનું માથું છુંદીશ અને એ તારી એડી છુંદશે. બીજ આ શબ્દનો અર્થ પ્રજા એમ થાય છે. સેતાન અને તેની પ્રજા આદમને બાગમાંથી કાઢી મુકયા પછી ન્યાય વર્તે છે તેમનો છળ કરે છે. સ્ત્રીનું બીજ એટલે ખ્રિસ્તના એકનિષ્ઠ અનુયાયી સેતાન હંમેશ આ બીજનો વિરોધ કરે છે. ખરા ખ્રિસ્તજનોનો છળ શામાટે થાય છે તે આપરથી સ્હેજ લક્ષમાં આવે તેમ છે.

સર્પ આ શબ્દનો અર્થ ફસાવનાર એવો થાય છે. સેતાનની એક યુક્તિ કપટ છે. કપટ અને લુચ્ચાઇગીરી વડે તેણે માણસોના મનમાં ખોટા ધર્મતત્ત્વો ભરી દીધાં છે. અને આ રીતે તે ઇશ્વરના ઉપદેશ અને ખરા ધર્મ તરફ માણસોને દુર્લક્ષ કરાવે છે.

'ડ્રગન' શબ્દનો અર્થ ગળી જનારા. ખાઈ જનાર થાય છે. ન્યાય અને સત્યને ગળી જવા માટે સેતાનના પ્રયત્ન હંમેશા ચાલું છે, તેણે ભવિષ્ય વાદીઓની સતાવણી કરી અને તેમને મારી નાંખ્યા. ફેરેસી લોકોને તેણે ઇસુનો છળ કરવા પ્રેર્યાં. ન્યાયી અને સદાચારી લોકોને ગળી જવા તેનો પ્રયત્ન હરહમેશ ચાલુ છે.

'ડેવીલ' શબ્દનો અર્થ 'નિંદક' થાય છે, એડન જ્યારે તે હતો ત્યારે તેણે દેવની નિન્દા કરી હતી. ઇશ્વર અને તેના ભકત વિષે નિંદાથી ભરેલા, મત્સરગ્રસ્ત, જે જે આરોપ અત્યાર સુધી થતા આવે છે તેનું મૂળ તે છે. તેના વિષે બોલતાં ઇસુ ખ્રિસ્તે કહ્યું છે કે "તે જુઠું બોલનાર છે અને અસત્યનો જનક છે."

## ખોટો ધર્મ ઇશ્વરના નામને બટ્ટો લગાડે છે.

પ્રભુએ યહુદી લોકમાં ખરા ધર્મની સ્થાપના કરી અને તેમને ખરા દેવને ભજવાની આજ્ઞા કરી. સેતાને આસપાસની પ્રજામાં ખોટા ધર્મનો પ્રસાર કર્યો અને તેમને સેતાને પોતાની ભક્તિ કરવા મૂર્તિ

અને દૈત્યની પૂજા કરવા પ્રેર્યા. આ પ્રમાણે સર્વ ખોટા અસ્તિત્વમાં આવ્યા. પ્રભુએ પ્રથમ સત્ય ધર્મની સ્થાપના કરી હતી, પણ સેતાને પોતાના પાપપૂર્ણ અને શ્રદ્ધાહીન ધર્મની સ્થાપના કરી. સેતાનનો સ્થાપેલો ધર્મ ઇશ્વરને ભજવાનું બ્હાનું છે પણ ખરી રીતે તો દેવ અને ઇસુખ્રિસ્ત સંબંધી ગેરસમજુત કરનારો છે.

આ પ્રમાણે ધર્મ ગ્રન્થના વચનોપરથી અને ઉપર કરેલા વિવે-ચન પરથી દેવે સેતાનને ઉત્પન્ન કર્યો નથી એ સ્પષ્ટ સમજાય છે. તેણે નિર્દોષ અને નિષ્પાપ એવા લ્યુસિફરને બનાવ્યો હતો પરંતુ લ્યુસિફર પોતાના ખરાબ વર્તનને લીધે તે સેતાન બન્યો.

## સેતાનના પક્ષમાં મળેલો દેવદૂત.

આદમની ઉત્પત્તિ થઇ ત્યારથી તે છેક જળપ્રલય થયો ત્યાં સુધી દેવદૂત સર્વ મનુષ્યોપર દેખરેખ રાખતા હતા. સેતાને તેમાંના ઘણા જણને પોતાના પક્ષમાં લીધા અને તેમની માર્ફત મનુષ્યોને અધોગતિએ પહોંચાડવાનો પ્રયત્ન કરવા લાગ્યો. આને લીધે જગત્માં એટલો બધો પાપનો પ્રચાર વધી ગયો કે નૂહ (નોઆ) અને તેના કુટુમ્બ સિવાયની સર્વ માનવ જાતિ પાપના કીચડમાં કળી પડી. તેમના આવા દુષ્ટ વિચાર જોઇ ઇશ્વરે પૃથ્વીપર જળપ્રલય કર્યો આ જળપ્રલયથી નુહ અને તેનું કુટુમ્બ જે ઇશ્વરની પ્રીતિપાત્ર હતું તે સિવાય સર્વ માણસો નાશ પામ્યા. ઉપર કહેલું કુટુમ્બ માત્ર એક હોડીની સહાયથી બચી ગયું. સેતાનને વશ થયેલા દેવદૂતોને ન્યાય-નો દિવસ આવે ત્યાં સુધી બંદિખાનામાં નાંખ્યા. જળપ્રલય પછી ઇશ્વરે નોહાદ્વારા પૃથ્વીની માનવજાતિ ઉત્પન્ન કરી એ પ્રમાણે પ્રભુની માનીતી એવી ઇસરાયલ પ્રજા નિર્માણ થઇ. આ જ્યારે બનતું હતું ત્યારે સેતાન નવરો બેસી રહ્યો ન હતો. તેનો વિરોધ ચાલુ હતો.

સેતાનના હાથે થતાં દુષ્ટ કારસ્થાનનું વર્ણન કરતાં The New Creation, Studies in Scriptures Vol. 6. માં કહે છે કે "પુનઃ માંસમય શરીર ધારણ કરી મનુષ્યમાં ફરી શકાય નહિ એવી જાતના બંદિખાનામાં તેને નાંખ્યો હોત છતાં પણ તે મનુષ્યસમાજમાંના પોતાને અનુકૂળ માણસોના શરીરમાં પ્રવેશ કરી તેણે પોતાનો દુષ્ટ ઉદ્યોગ જારી રાખ્યો. મનુષ્ય અને સેતાનના અનુયાયી વચ્ચે મધ્યસ્થ માણસો દ્વારા થવા લાગ્યો.

## મૃત થયેલાનું રૂપ ધારણ કરનાર સેતાનના દૂત

પ્રભુએ સેતાનના દૂતને બંદિખાનામાં નાંખ્યો હતો તેથી મનુષ્યો મધ્યે તે સશરીર ફરી શકતા નહતા. પરંતુ સેતાનની સલાહથી તેઓ જે સેતાન વશ થાય તેવો જણાય તેની કોઇ મધ્યસ્થ વડે તેની સાથે વ્યવહાર રાખતા. પ્રભુએ કાયદામાં એવી વ્યવસ્થા કરી હતી કે ઇસરાઇલ લોકોએ સેતાન અથવા તેના હસ્તકના કોઇ માણસ સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ રાખવો નહિ. વળી એ કાયદામાં એક એવી કલમ હતી કે સેતાનના મધ્યસ્થોને ઠાર મારવા. પરંતુ ઇસરાઇલ લોકો વારંવાર સેતાનના મોહમાં સપડાયા અને આખરે તે પ્રજાનો નાશ થયો. સેતાને તેમના ભવિષ્યવાદીનો વધ કરાવ્યો. લઢાઇ કજીઆ, કંકાસ, દુકાળ વગેરે જે દુઃખ પૃથ્વી પર દેખાય છે તેનું મૂળ સેતાન છે.

## સેતાનને પ્રભુ શા માટે ઠાર કરતો નથી?

જગતમાં જે સર્વ ભુંડાઇ જણાય છે. તેનું મૂળ કારણ સેતાન છે. જો આમ છે તો પછી પ્રશ્ન એ ઉભો થાય છે કે સેતાનને તે શા માટે ઠાર કરતો નથી? શા માટે તેને અત્યાર સુધી જીવતો રહેવા દીધો છે?

આ સ્થળે અમે એનો ત્રાટક જવાબ આપીએ છીએ દેવનો એવો હેતુ હતો કે તેણે નિર્માણ કરેલું બુદ્ધિવિશિષ્ટ પ્રત્યેક પ્રાણી પાપના ખરાબ પરિણામનો અનુભવ મેળવે અને આ પ્રમાણે તેને સારા નરસાનો ભેદ સમજાય અને તેથી તે પોતે ભલાઇનો સ્વીકાર કરે. સેતાનને ઠાર કરવાનું ફરમાન ઇશ્વરે ક્યારનુંએ કાઢયું છે પણ તે ફરમાનની તેણે અમલ બજાવણી હજી સુધી થવા દીધી નથી. પૃથ્વીપર લોકસંખ્યાની વૃદ્ધિ થાય અને તે સર્વ લોકોને પાપનું દુષ્પરિણામ સમજાય અને આ પ્રમાણે સત્યજ્ઞાન થયા પછી તેને સન્માર્ગે ચાલવાની તક મળે. ત્યારે આ સર્વ બની આવવા માટે અવકાશ આપવાની ખાતર સેતાનને ફરમાવેલી મૃત્યુની શિક્ષા અમલમાં મુકી નથી· મહત્વાકાંક્ષા, સ્વાર્થ દુરાચાર વગેરેથી આપણી અવનતિ થાય છે. પ્રભુની આજ્ઞાનું પાલન કરવાથી, સન્માર્ગે ચાલવાથી આપણો ઉદ્ધાર થાય છે. મનુષ્યોને આ શિખવવા માટે ઉપર કહેલી ઇશ્વરની યોજના ચતુરાઈ ભરેલી છે.

સેતાનને તેનો દુષ્ટ ઉદ્યોગ ચાલુ રાખવાની છુટ ન આપવામાં આવે તો મનુષ્યોને ઉપર જણાવ્યો તેવો ધડો મળે નહિ. ઇશ્વરીયોજનામાં સેતાન અને ઇસુ ખ્રિસ્ત એ પરસ્પર વિરોધી સ્વભાવનાં બે પાત્રો છે. સેતાને ઇશ્વરની સત્તા છીનવી લેવાની હિંમત કરી· એથી તેની અધોગતિ અને પતન થયું. તે દુષ્ટતાનું મૂર્તિમંત પુતળું છે. શીલભ્રષ્ટ થયેલો મનુષ્ય દુષ્ટતાની કેટલી છેલ્લી પાયરીએ જઇ ચઢે છે તે આપણને એનાથી જણાય છે. યોગ્ય સમયે એવાનો નાશ તો જરૂર થવાનો છેજ.

## સેતાનને હજાર વર્ષનો બંદિવાસ

આ વિષયની લાંબી ચર્ચા કર્યા પછી Studies in Scriptures Vol. 4 નામના ગ્રંથના ૫૧૯ મા પાનાપર કહ્યું છે કેઃ—

"સેતાનને બંધનમાં મુકવામાં આવશે, તેની ફસાવનારી અને આડે રસ્તે દોરનારી અસર અટકાવવામાં આવશે; કે પછી મનુષ્યોને ભુંડાઈ એ ભલાઈ રૂપે ન જણાય અને સત્ય તે અસત્ય રૂપે ભાસે નહિ. પણ સત્ય તે સત્ય જ જણાય." તે રાજ્ય સામર્થ્ય વડે સ્થાપવામાં આવશે એટલું જ નહિં, પણ તેનો કોઈ પ્રતીકાર કરી શકશે નહિ. જગતને પોતાનું પૂર્વ સ્વરૂપ ફરીથી પ્રાપ્ત થાય ત્યાં સુધી એ રાજ્ય ટકશે; કારણ કે સત્ય, ન્યાય, નીતિ, એના શત્રુઓનો નાશ કરવા માટે જ તેની સ્થાપના થવાની છે."

## સેતાન અને તેના સૈન્યનો નાશ—દુષ્ટતાનો અંત

સેન્ટ પોલ (પ્રેષિત) સ્પષ્ટ કહે છે કે મૃત્યુનો અધિકાર છે તેવા તે દુષ્ટ સેતાનનો નાશ કરવા માટે ઇસુએ રક્તમાંસનો મર્ત્ય દેહ ધારણ કર્યો. મનુષ્ય જાતિને ભલું અને ભુંડું પારખવાની પૂર્ણ તક આપી અને સન્માર્ગે જવાની પસંદગી આપી પછી, દુષ્ટતાનું મૂળ જે સેતાન અને દુરાચારે વર્તનાર તેના અનુયાયીઓનો હંમેશને માટે પૂરેપૂરો નાશ થશે. આમાં આપણને યેહોવાહનું અપ્રતિમ ચાતુર્ય અને સન્માર્ગે વર્તનારપર તેનો નિઃસીમ પ્રેમ જણાઇ આવે છે."

## ભવિષ્ય કથન અને તેની સફળતા.

બાઇબલમાં ઠેકાણે ઠેકાણે ભવિષ્ય કથનો મળી આવે છે. એને ગૂઢ વચનો એમ પણ કહે છે; એનું કારણ એ છે કે જ્યારે એ વચનો લખવામાં આવ્યાં હતાં ત્યારે તેનો અર્થ મનુષ્યોને સમજાતો નહતો. ભવિષ્ય વાણીનો અર્થ એ છે કે ભવિષ્ય જે બનાવ બનવાના હોય તેની આગાહી પ્રથમથી કરવી. જ્યારે આ બીનાઓ બને છે અને નોંધાય છે ત્યારે તેને ઇતિહાસમાં ભવિષ્યવાણી ફળી એમ કહેવાય છે.

ભવિષ્યમાં શું બનવાનું છે તે કોઈ પણ મનુષ્યથી ખાત્રીપૂર્વક કહી શકાતું નથી. એથી આપણે એમ સ્વીકાર કરવો જોઇએ કે ભવિષ્યવાણી ઇશ્વિર તરફથી થાય છે. અને મનુષ્યને સૂચના મળે માટે તે લખવામાં આવે છે. એક પ્રેષિત કહે છે કેઃ "જૂના સમયમાં ભવિષ્ય કથનો થતાં હતાં તે મનુષ્યની ઇચ્છાથી થતાં ન હતાંઃ ખુદ દેવ પવિત્ર મનુષ્યોના અંતઃકરણમાં પોતાના પવિત્ર આત્માના યોગે પ્રવેશ કરી ભવિષ્ય કથનો કરતા" એ મનુષ્યો તો દેવની વતી ભવિષ્યવાણી બોલનાર કે લખનાર માત્ર તેના સાધનરૂપ હતા.

ભવિષ્ય કથન જો યેહોવાહની પ્રેરણાથી થાય છે તો પછી તે યોગ્ય સમયે સફળ થવાનાં એમાં શંકા જેવું કંઈ રહેતું નથી. કારણ કે સર્વ શક્તિમાન્ અને સર્વજ્ઞ એવો પરમેશ્વર એકાદ કામ કારણ વગર કરે એ સંભવિત નથી. તો પણ આ બાબતમાં લોકોની ખાત્રી થવા માટે યેહોવાહે પોતાના ભવિષ્યવાદી પાસે એવું કહેવરાવ્યું છે કે "મ્હારા મોંમાથી નીકળનારો શબ્દ કદિ નિરર્થક થશે નહિ." તે શબ્દ મારૂં જે ઉદ્દિષ્ટ હશે તે સાધ્ય કર્યા સિવાય પાછો ફરશે નહિ. જે વસ્તુને અનુલક્ષીને તેને ઉચ્ચારેલો હશે તે પ્રાપ્ત કરશે ને કરશે જ.

## પ્રથમથી ભવિષ્ય કરેલા કેટલાક જગતના બનાવો.

ઉપરની બીના સ્પષ્ટ કરવા સારૂ જે ભવિષ્ય કથનો ખરાં પડ્યાં હતાં તેના ઉદાહરણ આપીએ છીએ. પોતાના પવિત્ર ભવિષ્યવાદી દ્વારા મનુષ્યોના ઉદ્ધાર સંબંધી ભવિષ્ય ભાખ્યું હતું. (Hosea–13:14) ઉદ્ધાર કરનાર મહાપુરૂષ પૃથ્વીપર યહુદી જાતિમાં જન્મ લેશે. (Denteronomy 18:15) તે મહાપુરૂષ કયા સ્થળે જન્મ લેશે તે એક વચનમાં જણાવ્યું છે (Micah 5:2) તે મહાપુરૂષ પોતાના લોકોમાં જઈ ઉપદેશ કરશે. તેઓ તેનું સ્વાગત કરશે નહિ.

ઉલટું તેઓ તેનો તિરસ્કાર કરી તેનો ત્યાગ કરશે અને તેથી તે ઘણો દુઃખી અને દિલગીર થશે. (Isaiah 53 1–3) જેરૂસલેમમાં વિજયવંત પ્રવેશ કરશે. અને યહુદી લોકોને 'હું તમારો રાજા છું એમ કહેશે (Zecharia 9:9) તેનો વિશ્વાસઘાત કરવામાં આવશે (Zecharia 11:12) તેનું મરણ થશે. એ મરણ તે બીજાઓની ખાતર પત કરશે. (Daniel: 26) તેનો વધ કોઈ વાસ્તવિક કારણને લીધે નહિ થશે અને ગુન્હાગારોમાં તેની ગણના થશે. (Isaiah 53–;4;1) તેનુ મોત અતિ ભયંકર રીતિએ પણ તેનું એક હાડકું સુદ્ધાં નહિ ભાગે: આવાં ભવિષ્ય કથનો ખરાં પડ્યાં છે.

પવિત્ર બાયબલનો દરેક વાંચનાર જાણે છે કે યેહોવાહની પ્રેરણાથી લખાયલાં આ ભવિષ્ય ઇસુ ખ્રિસ્તના સંબંધમાં ખરાં પડ્યાં છે.

તે મુસાના જેવો હતો. ઇસુ એ યહુદી જાતિમાં બેન્ટલેહેમમાં જનમ્યો. યહુદી લોકોને હું તમારો રાજા છું એમ તેણે કહ્યું હતું. (Mathews 21:1–7) તેને રાજ્યપદ આપવા લોકોએ ના પાડી અને ક્રુસપર તેનો વધ કરવામાં આવ્યો અને તે મનુષ્ય જાતિનો ઉદ્ધારક થયો. વગેરે બાબતો બાયબલના વાંચનારાના લક્ષમાં હશેજ.

## યહુદી રાષ્ટ્રનો નાશ થશે એવું ભવિષ્ય ભાખ્યું હતું

ઇસરાયલ પ્રજાનો નાશ થશે એવું ભવિષ્ય મુસાને મ્હોંએ ઇશ્વરે કહેરાવ્યું હતું. ઇઝેકિયલ અને જેરેમીઆને મ્હોંએ પણ એવું ભવિષ્ય કથન કરાવ્યું હતું. આ સર્વ ભવિષ્ય કથન બરાબર વખતે ખરાં પડ્યાં હતાં અને યહુદી પ્રજાને પાલેસ્ટાઇનમાંથી કાઢી મુકી હતી.

જગતનો અંત આવશે એ ભવિષ્ય પણ ઇશ્વરે પોતાના ભવિષ્યવાદી માર્ફત જણાવ્યું હતું. ડાનિયલ મ્હોંએ તેણે એવા ઉદ્દગાર કઢાવ્યા હતા કે, "હે ! ડાનિયલ ! તું આ ગ્રંથ હવે બંધ કર. જગતના અંત-

કાળ એ કહેવાને માટે પણ તે ઉઘાડવાની જરૂર નથી. કારણ કે તે સમય આવતાં માણસો હાંફળાં ફાંફળાં આમ તેમ દોડાદોડી કરશે. અને જગતમાં જ્ઞાનની વૃદ્ધિ થશે. આ ભવિષ્યવાણી સફળ થતી આપણે જોઇએ છીએ.

## નાહુમે આગગાડી સંબંધી કથેલું ભવિષ્ય

એ જાણીને આપણને વિસ્મય અને આનંદ થાય છે કે આગગાડી અસ્તિત્વમાં આવશે એવી ભવિષ્યવાણી નાહુમ નામના ભવિષ્યવાદી માર્ફત જણાવી હતી. આગગાડીનું વર્ણન પણ જણાવ્યું હતું. આ ભવિષ્યવાણી ખરી પડી છે એ આપણે જાણીએ છીએ. (nahum 2:3:6)

The Finished Mystery, Vol. 7, Studies in Scriptures નામના ગ્રંથના ૯૩ મા પાના પર નાહુમની લાક્ષણિક ભાષાનું સ્પષ્ટીકરણ કર્યું છે, તેમાં રેલગાડીનું વર્ણન, ડબ્બામાં મુસાફરોની ધક્કા ધક્કી, ટીકીટ લેનાર કંડકટર વગેરે બાબતો કેવી મળતી આવે છે તે જણાવ્યું છે. તેજ પ્રમાણે હવાઇ વિમાન; જે હમણાં જુદા જુદા દેશમાં વપરાશમાં છે તે તથા તારવગરના સંદેશાનું ( વાયરલેસ ) ભવિષ્ય કથન થયેલું છે. જૂઓ (Isaih 60:8 Job 38:35)

## ઇ. સ. ૧૯૧૪ ના મહાયુદ્ધની તારીખ સંબંધી ભવિષ્ય

બાયબલમાં ઘણાં ભવિષ્ય કથનો છે જે ખરાં પડેલાં આપણને જણાય છે. આમાનું એક મહત્વનું ભવિષ્ય કથન છેલ્લાં મહાન્ યુદ્ધ સંબંધી છે. ઇ. સ. ૧૮૮૯ માં પ્રસિદ્ધ થયેલા. The Time is at Hand, Studies in Scriptures Vol 2 નામના ગ્રંથમાં આ મહાયુદ્ધ ઇ. સ. ૧૯૧૪ માં થશે એમ ભવિષ્ય ભાખ્યું

હતું. તે ગ્રંથના ૭૩ અને ૭૯ મા પાના પરથી નીચેનો ઉતારો આપીએ છીએ.

"યહુદેતર (જેન્ટાઇલ) લોકોનો યુગ આ શબ્દ પ્રયોગ ઇસરાયેલ રાષ્ટ્રનો નાશ અને પ્રભુના ખરા રાજ્યની સ્થાપના એ વચ્ચેના ઐતિહાસિક સમયને અનુલક્ષી કર્યો છે.

"આ યહુદેતર પ્રજાનો યુગ એટલે ઇ. સ. પૂર્વે ૬૦૬ થી ઇ. સ. ૧૯૧૪ સાલ પર્યંતનો સમય એટલે ૨૫૨૦ વર્ષનો સમય. આ ગણુનાને બાયબલમાં પુષ્કળ આધાર છે."

આ સિવાય બીજા ઘણાં ભવિષ્ય કથનો જે બાયબલમાં છે તે વાંચનારના લક્ષમાં સહેજ આવે તેમ છે. દાખલા તરીકે, જગતનો અંત, ખ્રિસ્તનું પુનરાગમન, રાષ્ટ્રોપર વિપત્તિ, આરમાગેડોનની લડાઇ વગેરે જગતનો ભાવી ઇતિહાસ અનેક શતક પૂર્વે ઇશ્વરે ભાખ્યો છે; એ આપણને આ પરથી જણાઇ આવે છે. આ જગત્માં જે જે બીનાઓ બને છે અને ઉથલ પાથલ થાય છે. તેનો જો આપણે બારીક વિચાર કરીએ તો આ ભવિષ્ય કથનોનો ખરો ખ્યાલ આવે છે. બાયબલ એ ખરેખર જગત્માં એક આશ્ચર્યકારક ગ્રંથ છે. તે ઘણા થોડાના સમજવામાં છે. હવે એ ગ્રંથને સમજવામાં અડચણ નથી. દરેક ઘરમાં બાયબલ અને તેના અર્થને સમજાવનારા પુસ્તકો હોવાં જોઇએ. પ્રત્યેક બાળક વાંચતાં શીખે કે બાયબલનું વાંચન અને અભ્યાસ કરવા તેને ઉત્તેજન આપવું જોઇએ. કારણ કે આ ગ્રંથમાં આરોગ્ય, જીવન, સુખ અને મનુષ્યજાતિને અખંડ લાભ અને મોક્ષની પ્રાપ્તિ કરી આપનારી ઇશ્વરી યોજના સરળ ભાષામાં કહી છે. આ યોજના સિવાય બીજા કોઇ પણ માર્ગે મનુષ્યને સુખ અને મોક્ષ મળનાર નથી. ભવિષ્યવાદીઓએ એમ પણ કહ્યું છે કે માણસો અમુક સમયે બાયબલનો અર્થ બરાબર સમજશે એ સમય હવે આવી લાગ્યો છે. એટલા માટે માબાપોએ બાયબલ સંબંધી

સર્વ હકિકત મેળવી તેમાંના મહત્ત્વના સિદ્ધાંતનું જ્ઞાન પોતાનાં છોકરાંને કરાવવું જરૂરનું છે. કારણ કે હાલમાં જે ખરાબ સ્થિતિ નજરે પડે છે તેનો ઉત્તમ ઉપાય તો ઇશ્વરની આજ્ઞા, અને મનુષ્યનાં કલ્યાણ સંબંધી તેની યોજના એનું યથાર્થ જ્ઞાન મનુષ્યોને કરાવવું એજ છે (ઇશ્વરની વીણા) The Harp of God અને (શાસ્ત્રોનું અધ્યયન) Studies in Scriptures જેવાં સુંદર પુસ્તકો ઇન્ટરનેશનલ બાયબલ સ્ટુડન્ટસ એસોસિએશને એજ ઉદ્દેશ્યથી પ્રસિદ્ધ કર્યાં છે.

## જગત્‌નો અંત.

૧૯૦૦ શતક થયાં ખ્રિસ્તી લોક જગત્‌ના અંતની રાહ જુએ છે. યાહુદી લોકો પણ જગત્‌ના અંતની રાહ જોતા હતા. તેમના ભવિષ્યવાદીઓએ પણ જગત્‌નો અંત આવશે એમ કહ્યું હતું. ઘણા માણસોની એવી ખોટી ધારણા છે કે જ્યારે આ પૃથ્વીનો અંત આવશે ત્યારે તેના પરની બધી ચરાચર વસ્તુ બળીને નાશ પામશે. આ માન્યતાનું કારણ બાઇબલ વિષેનું અજ્ઞાન છે. પૃથ્વીની ઉત્પત્તિ, પછી તેની સુધારણા અને વૃદ્ધિ કરી પછી તેનો યેહોવાહ નાશ કરે એ સંભવિત જણાતું નથી. આ સંબંધી જો કંઇ શંકા હોય તો તે શંકાનો નાશ ઇશ્વરે–તેના ભવિષ્યવાદી માર્ફત કર્યો છે. તે કહે છે કે "સ્વર્ગ ઉત્પન્ન કરનાર દેવ પોતેજ કહે છે કે આ પૃથ્વી નિરર્થક પેદા કરી નથી તેમાં મનુષ્યની વસ્તી થાય એવી તેની ઇચ્છા છે. (Isaih 45 : 18) "આ પૃથ્વી શાશ્વત રહેશે" એવું તેનું વચન છે.

## અંત તો જગત્‌નો આવશે, પૃથ્વીનો નહિ.

ધર્મશાસ્ત્રમાં જગત્ આ શબ્દ સમાજરચના, સંસ્કૃતિ એ અર્થમાં વાપરેલા છે દૃશ્ય વસ્તુની મનુષ્યને અનુલક્ષી જે કંઇ રચના કે વ્યવસ્થા કરી છે તે અને રાજ્યપદ્ધતિ ઇત્યાદિ બાબતનો 'જગ' શબ્દમાં

સમાવેશ થાય છે બાયબલમાં ત્રણ જગતનો ઉલ્લેખ છે. જુનું જગત્ જે જળ પ્રલયમાં નાશ પામ્યું. (2 Peter 3 : 6) અત્યારનું દુષ્ટ પાપી જગત્–જેને પણ નાશ થવાને છે. Galatians 1 : 4 : 2 Peter 3 : 7) અને ભાવી જગત્ (Hebrews 2 : 5) પહેલા જગતની શરૂઆત મનુષ્યની ઉત્પત્તિ થઇ ત્યારથી થઇ. અને જળપ્રલયને વખતે તેનો નાશ થયો. એ જગત્ પર દેવદૂતનો અધિકાર હતો. જળપ્રલય પછી બીજી દૂનિયા કે બીજા જગત્ની શરૂઆત થઇ. યાહુદી અને ખ્રિસ્તીસમાજ જે જગત્ના અંતની રાહ જોતા હતા અને જુએ છે. તે આ અત્યારનું દુષ્ટ અને પાપી જગત્ છે. સત્ય અને ન્યાયનો નિવાસ હોય તે ભાવી. ભાવી જગત્ એટલે જેનાપર મસીહા ખ્રિસ્ત જેના ન્યાય અને નીતિપૂર્ણ રાજ્ય કરશે તે જગત્ (Isaih 45 : 17 : 2 Peter 3 : 13)

જ્યાં સુધી અત્યારનું દુષ્ટ જગત્ અસ્તિત્વમાં છે ત્યાં સુધી ખ્રિસ્તનું રાજ્ય થશે નહિ. કારણ કે પાયલટની સમક્ષ ઉભા રહી તેણે ઉદ્ગાર કાઢ્યા હતા કે "મારૂં રાજ્ય આ દુનિયાનું નથી." આ જગત્નો રાજા સેતાન છે. એમ બીજે સ્થળે તેણેજ કહ્યું છે. કે: પોલ નામનો પ્રેરિત પણ કહે છે કે, "સેતાન આ જગતનો રાજા છે."

અત્યારની આ દુષ્ટ દુનિયામાં ન્યાયનું રાજ્ય સ્થાપન થાય એને માટે પ્રયત્ન કરનાર પ્રામાણિક માણસો છે, સ્વાતંત્ર્ય અને સુખ સંબંધી મનુષ્યની લાંબા કાળ સુધી અતૃપ્ત રહેલી ઇચ્છાપૂર્ણ કરવાને મહાત્મ્યના પ્રયત્ન ચાલુ છે. અર્થાત્ કે આ દુષ્ટ જગત્ તે કેવળ દુષ્ટતાથીજ ભરેલું નથી. તેમાં ભલાઇનો અંશ પણ છે કારણ કે ઘણા માણસો સત્ય અને ન્યાયશીલતાને માટે પ્રયત્ન કરે છે. આટલું છતાં જગત્માં દુષ્ટોનોજ જોર હોય છે અને ગર્વિષ્ઠ માણસો ઉચ્ચ સ્થાન પટકાવે છે અને ન્યાયપર પાશવી શક્તિનો વિજય થાય છે. એ જેનું સામર્થ્ય તેવી સત્તા એમ બને છે.

## આ જગત્માં તારી ઇચ્છા પ્રમાણે બનો

પ્રભુની પ્રાર્થના યહુદી લોકો જગતના અંતકાળની રાહ એટલા માટે જોતા હતા કે જગત્પર મસીહાનું રાજ્ય સ્થાપન અને પોતાની જાતિનું કલ્યાણ થાય ખ્રિસ્તી પણ તે પ્રસંગની રાહ એટલા કે એટલી ઉત્કંઠાથી જુએ છે કારણ કે ઇસુએ શિખવ્યુ છે કે, "પ્રભુ તારૂં રાજ્ય આ પૃથ્વી પર થાઓ અને સ્વર્ગની માફક અહીં પણ સર્વ તારી ઇચ્છા પ્રમાણે બનો.' બાયબલનો શ્રદ્ધાપૂર્વક અભ્યાસ કરનારા સ્વાભાવિક રીતે આ દુષ્ટ જગત્નો અંત અને નવી દુનિયા ક્યારે થશે તેની રાહ જુએ છે. એ સમયે શું થશે તેનો જવાબ આપતાં ઇસુ ખ્રિસ્તે ભવિષ્ય સૂચક ભાષામાં કહ્યું છે.

પ્રભુના શિષ્યે પ્રભુ પાસે જઇ તેને પૂછ્યું કે, " હે પ્રભુ! તમારૂં પુનરાગમન થશે અને આ પાપી જગત્નો અંત આવશે તેની સાબીતિ શી રીતે જણાશે (mathew 24 : 3) ઇસુએ આ પ્રશ્નનો ભવિષ્ય સૂચક ભાષામાં ઉત્તર આપ્યો છે. જગત્માં જે ઉથલપાથલ થઇ રહી છે. અને જે બનાવો બને છે તે દૃષ્ટિએ જોતાં તે ઉત્તર લક્ષ્યમાં રાખવા જેવો છે. ઇસુએ આપેલા ઉત્તર તરફ વળીએ તે અગાઉ તે ભવિષ્યસૂચક વાક્યનો કાલ ગણનાની દષ્ટિએ વિચાર કરીએ જગત્ના અંતકાળ નિશ્ચિત કરી શકાય તેમ હોય તે તે જોઇએ.

## આગાહી કરેલી તારીખ વર્ષ વગેરે

યહુદી પ્રજા એ દેવની એક નમૂના રૂપ પ્રજા હતી. એનો અર્થ એ કે પ્રભુએ એ લોકોની પસંદગી કરી અને તેમને એક રાષ્ટ્ર રૂપે વ્યવસ્થિત કર્યાં, તેમને ધર્મશાસ્ત્ર બતાવ્યું અને ભાવિ ઘટના ના પૂર્વ ચિન્હ દર્શાવવા દેવે એ લોકોનો ઉપયોગ કર્યો. યહુદી લોક વારંવાર શાસ્ત્રાજ્ઞાનું ઉલ્લંઘન કરવા લાગ્યા. તેથી પ્રભુએ તેમને તાકિદ આપી કે જો વારંવાર તેઓ એમ કરશે તો યહુદેતર લોકો પાસે

તેમને કેદ કરાવી બહાર કાઢી મુકીશ અને તે લોકની સત્તા તેમના પર સ્થાપન કરાવીસ. યહુદી લોકોને કરેલી શિક્ષા જેને "સાત યુગ" કહે છે એટલા દીર્ઘકાળની હશે. સાત યુગ સંબંધી, The Time is at Hand Studies in Scriptures Vol. 2, નામના પુસ્તકના ૮૯ માં પાના ઉપર કહ્યું છે કે

"બાયબલમાં 'યુગ' આ શબ્દ વર્ષનો વાચક છે. આ ઉપરથી સાત યુગ એટલે ૨૫૨૦ વર્ષ થાય."

પવિત્ર શાસ્રપરથી જણાય છે કે યેહોવાહની ઇસરાયલની કરેલી શિક્ષા ઇ. સ. પૂર્વે ૬૦૬માં પૂરી થઇ. અને નેબુચાડનઝર નામનો યહુદેતર રાજા સમ્રાટ્ થયો. આ ઐતિહાસિક પ્રસંગનો બાયબલમાં સ્પષ્ટ ઉલ્લેખ છે. આ પ્રસંગ પછી ૧૫૨૦ વર્ષ ૧૯૧૪ ની સાલ આવે છે. બાયબલને અનુસરી કાળ ગણના કરતાં યહુદેતર લોકનો યુગ તા૦ ૧ ઓગસ્ટ ૧૯૧૪ ને દિવસે ખલાસ થાય છે. આ તારીખ તે જગતમાં અંતની પ્રારંભની છે. આ વખતે જગતના અંતનાં પ્રત્યંત્તર બતાવનાર બનાવો બનશે. આ વખતે સર્વ રાષ્ટ્રો એકમેક પર ક્રુદ્ધ થશે અને ઇશ્વરનો રોષ ઉતરશે" એવું ઇસુનું ભવિષ્ય કથન છે.

## તા૦ ૧ ઓગસ્ટ અને તે પછીના બનાવો

જગતના અંતનો પ્રારંભ થયો છે. આ સંબંધી તે આવતાં અમને તે રીતે જણાશે ?" આ પ્રશ્નને ઇસુએ આપેલો ઉત્તર લક્ષ પૂર્વક વાંચો અને તે પરથી તેણે કરેલી ભવિષ્યવાણી કેવી રીતે સફળ થઇ છે તે જૂઓ. "રાષ્ટ્રો એક બીજાપર તુટી પડશે. એક રાજ્ય બીજા રાજ્યની સ્હામે ઉઠશે." વિરાટ્ યુદ્ધ તા૦ ૧ લી ઓગસ્ટ ૧૯૧૪ ને રોજ શરૂ થયું. આપણે પાછળ જણાવી ગયા છીએ કે યહુદેતરના યુગના અંતની પણ એજ તારીખે આ દિવસે જૂની સમાજ વ્યવસ્થાના અંતનો પણ પ્રારંભ થશે. આ સંબંધી

ઇસુએ કહ્યું છે કે જ્યાં ત્યાં ધર્તિકંપ રોગચાળો થશે અને તેથી લોકોને ઉપદ્રવ થશે. જગતના દુઃખની પરંપરાની આ શરૂઆત સમજવી" આ દુઃખ તો કંઇજ નથી. પણ એથી વધારે ભયંકર દુઃખ આ જગત્ પર આવશે. એમ આપણને લાગે છે. તા૦ ૧ લી ઑગસ્ટ ૧૯૧૪ને રોજ પાપ, દુષ્ટતા ઇત્યાદિ ખરાબ બીનાના નિરસનનો પ્રારંભ થયો છે અને ન્યાયનીતિના રાજ્યની સ્થાપના કરવાનું ભવ્ય કામ ઇશ્વરે હાથ ધર્યું છે એમ કહેવામાં હરકત જેવું નથી.

## ભવિષ્યવાણી પ્રમાણે બનાવ બને છે.

મહાયુદ્ધ પછી યુરોપ, એસીઆ, અને આફ્રિકા ખંડના જુદા જુદા ભાગોમાં દુકાળ પડયો. તેની પછી ઇન્ફ્લ્યુએન્ઝા ફાટી નીકળ્યો. મહા યુદ્ધના ચાર વર્ષમાં જેટલી પ્રાણહાનિ થઈ હશે તેટલી પ્રાણ-હાનિ આ રોગને લીધે થઇ. પૃથ્વીના ઇતિહાસમાં અગાઉ જેટલા ધરતીકંપ થર્યા હશે તેનાં છેલ્લાં વર્ષોમાં વધારે ધરતીકંપ થયા છે. ભૂકંપને ક્રાંતિનું પૂર્વ ચિહ્ન માનવામાં આવે છે. અને ખરેખર તે પ્રમાણે હમણાંના સમયમાં ક્રાંતિ થતાં ઘણા રાષ્ટ્રોની ઉથલ પાથલ થઇ છે, એ આપણે જાણીએ છીએ. જગત્‌ના અંતના પ્રારંભમાં યહુદીલોકો ફરીથી પ્રભુની કૃપા થશે અને તેઓ પાછા પાલસ્ટાઇનમાં પ્રવેશ કરશે. એવું ઇશ્વરે ભવિષ્ય કથન કર્યું હતું અને તે ખરૂં પડ્યું છે તે આપણે જોઇએ છીએ.

વળી ઇસુ ખ્રિસ્તીપર લોકોની શ્રદ્ધા ઓછી થશે. ખ્રિસ્તી કહે-વરાવનાર લોકો બાઇબલ કહ્યા વિરૂદ્ધ વર્તન કરશે. આ અને એવાં બીજાં કેટલાંક આશ્ચર્યકારક ભવિષ્યો ખરાં પડ્યાં છે. એ આપણે જોઇએ છીએ. એ બધાં સ્થલસંકોચને લીધે અમે અહીં લખતા નથી. જૂની સમાજ વ્યવસ્થા તૂટી જશે અને તેની જગ્યાએ નવી સમાજ વ્યવસ્થાના પૂર્વ ચિન્હ અસંતોષ, મજૂરોનો સંપ, બેરોજગારી, નફો

ખાવાની લાલસ, બોલ્શેવિઝમ, અરાજકતા, વગેરે અમુક સમયે થશે એવું જે ઇશ્વરે ભવિષ્ય કથન કર્યું હતું તે ખરૂં પડે છે એટલુંજ નહિ પણ તે કહ્યું હતું તે તારીખે બરાબર બને છે એનાં ભરપૂર પુરાવા આપણને જણાય છે. "Time is at Hand Vol. II Studies in Scriptures નામના ગ્રંથમાં બાયબલમાંની કાળ ગણનાનો વિચાર કર્યો છે અને આવા પ્રકારના ભવિષ્ય કથનની મહત્તા પ્રતિપાદન કરી છે.

## અમરત્વ

અમરત્વનો અર્થ શો? પ્રત્યેક મનુષ્યનો આત્મા શું અમર હોય છે.

વિદ્વાન્ કોષકાર આ શબ્દનો અર્થ આ પ્રમાણે આપે છે. અમરત્વ એટલે અમર હોવાનો ગુણ, અમર સ્થિતિ, મૃત્યુ અથવા નાશ એમાંથી મુક્તતા, શાશ્વત અસ્તિત્વ અમર થવું એટલે મોતનું ન આવવું શાશ્વત અસ્તિત્વ મેળવવું. અમર આત્માનો અર્થ, અખંડ, નિરંતર શાશ્વત, અક્ષય, અવિનાશી, મૃત્યુરહિત એવો આત્મા. બાયબલને પણ આ વ્યાખ્યા માન્ય છે.

આપણા ધર્મગુરૂઓ આપણને નાનપણથી શિખવે છે કે મનુષ્યનો આત્મા અમર છે. આ સત્ય છે કે અસત્ય? આ પ્રશ્ન પર બાયબલ જેવો બીજો ગ્રંથ નથી. કોઇપણ જાતના યોગ્ય અને સત્ય કારણ સિવાય નિશ્ચિત કરેલો સિદ્ધાંત કંઇ કામનો નથી. બાયબલ એટલે ઇશ્વરની વાણી. જે પ્રશ્નનો ઉત્તર બાયબલથી વિરૂદ્ધ હોય તે ખરો માનવો નહિ. ભલે તે ઉત્તર ગમે તેવા માણસે આપ્યો હોય તેથી શું થયું? બાયબલે આ કહ્યું છે કે "જો તેઓ જે કહે છે તે આ ગ્રંથને અનુસરતું ન હોય તો તેનું કારણ એ છે કે તેમના અંતઃકરણમાં પ્રકાશ (સત્ય નથી.") વળી બીજે સ્થળે એમ પણ લખ્યું છે કે "ઇશ્વર માત્ર સત્યવાદી છે માટે બીજા મનુષ્યો અસત્ય વાદી ઠરે તો એ ચાલશે. આ વચન પરથી ઉપરના પ્રશ્નોનો ઉત્તર

બાયબલ એટલે ઇશ્વરની વાણીને અનુસરી આપવો જોઇએ એ સિદ્ધ થાય છે.

## આત્મા એટલે શું ?

મનુષ્યનો આત્મા અમર છે કે નહિ એ નક્કી કર્યા પહેલાં આત્મા એટલે શું એનો વિચાર કરવો જરૂરનો છે. ખ્રિસ્તી ધર્મોપદેશકો એમ કહે છે કે મનુષ્યનો આત્મા એ તેની માંહે રહેલો અમર એવો ઇશ્વરી અંશ પરંતુ તેમના આ કથનને ધર્મશાસ્ત્રનો આધાર નથી. ધર્મશાસ્ત્રમાં આત્મા આ શબ્દની વ્યાખ્યા "પ્રાણી શ્વાસોચ્છ્વાસ લેનાર પ્રાણી એવી જણાય છે. "પરમેશ્વરે માટીનું પુતલું બનાવ્યું અને તેના નસ્કોરામાં જીવન વાયુ ફુંક્યો અને તે જીવંત આત્મા બન્યો.

જે માટીમાંથી ઇશ્વરે મનુષ્યનું પુતલું બનાવ્યું તે માટી ચૈતન્ય રહિત કિંવા પ્રાણ વિહીન હતી. તેજ પ્રમાણે મનુષ્યના દેહમાં મુકેલો શ્વાસ પણ ચૈતન્ય હીન જ હતો. પૃથ્વીમાંના દ્રવ્ય લઇ જયારે યહોવાહે મનુષ્યનો દેહ રચ્યો અને સચેતન. પદાર્થ જે પ્રાણ શ્વાસોચ્છ્વાસ કરે છે. તે વાયુનો તેના શરીરમાં સંચાર કર્યો ત્યારે પ્રાણની ક્રિયા શરૂ થઇ આ ક્રિયા શરૂ થતાંજ દેહયંત્ર તેનું કામ કરવા લાગ્યો એ પ્રમાણે જીવતો સંવેદના પૂર્ણ આત્મા અસ્તિત્વમાં આવ્યો પ્રાણી અને આત્મા એ બન્ને સમાનાર્થ દર્શક શબ્દો છે.

## તમને આત્મા છે? તમેજ શું આત્મા છો ?

શ્વાસોચ્છ્વાસ લેનાર પ્રત્યેક પ્રાણી તે આત્મા. આત્મા એ કંઇ મનુષ્યની માલિકીની વસ્તુ નથી. પ્રત્યેક પશુ સુદ્ધા આત્મા છે પરંતુ પશુઓને પૃથક્ પૃથક્ આત્મા છે એમ કહી શકાશે નહિ. મનુષ્યોને ઉત્પન્ન કર્યા પૂર્વે આત્મા આ શબ્દ પશુને માટે વાપરેલો જણાય છે. બાયબલમાં આ સંબંધી નીચે પ્રમાણે ઉલ્લેખ છે.

"લડાઇમાં ગયેલા યોદ્ધાના સ્વામીને આપવા માટે ખંડણી વસુલ કરો. મનુષ્યો, બળદો, ગધેડાં, અને ઘેટાં અને આ પૈકી પ્રત્યેકના આત્મા બદલ પાંચશે (સીક્કા) પ્રમાણે ખંડણી લ્યો."

બાયબલમાં પશુને સુદ્ધાં આત્મા કહ્યો છે. આનું કારણ એ છે કે તે પણ શ્વાસોચ્છ્વાસ લેનાર પ્રાણી છે, મનુષ્ય એ સર્વ પ્રાણીઓમાં શ્રેષ્ઠ છે. આત્મા શબ્દની જો યોગ્ય વ્યાખ્યા કરવી હોય તો આ પ્રમાણે થાય. જે શ્વાસોચ્છ્વાસ લે છે, અને જેને આંખ, નાક, કાન વગેરે પાંચ જ્ઞાનેન્દ્રિયો છે અને તે તેનો ઉપયોગ કરી શકે છે તે આત્મા. દાખલા તરીકે આપણે કોઈ માણસને માટે કહીએ છીએ કે તેની પાસે ગાય છે પણ એમ કહેતા નથી કે તે ગાય છે. એજ પ્રમાણે મનુષ્ય એ આત્મા હોવાથી મનુષ્યને આત્મા છે એમ કહેવું હાસ્યાસ્પદ છે.

જ્યારે માણસો મરણ પામે છે ત્યારે સર્વ એકજ સ્થળે જાય છે મનુષ્યો અને હલકી શ્રેણીના પ્રાણી વચ્ચે ફરક એટલો છે કે હલકી શ્રેણીના પ્રાણીઓ માટે પરલોક નથી. મનુષ્યને માટે ઇશ્વરે તારણ અને પુનરુત્થાન વડે પુનર્જીવન પ્રાપ્ત કરવાની યોજના કરી છે. બાયબલમાં કહ્યું છે કે "મનુષ્ય અને પશુઓને મરણ પછી એક જ પ્રકારની સ્થિતિ પ્રાપ્ત થાય છે. મનુષ્ય મરણ પામે છે તેમ પશુઓ પણ મરણ પામે છે. કારણ કે તે સર્વ એક જ પ્રાણવાયુનો શ્વાસોચ્છ્વાસ કરે છે. આથી મનુષ્ય પ્રાણી કરતાં ઉચ્ચતર નથી. આ સર્વ મિથ્યાભિમાન છે. આ સર્વ વ્યર્થ છે. સર્વ જણ મૃત્યુ પછી એકજ ઠેકાણે જાય છે. કારણ કે સર્વ માટીના બનેલા છે અને માટીમાં મળવાનાં છે." મનુષ્ય જ્યારે એડનના બાગમાં હતો ત્યારે દેવે તેને કહ્યું. "સારા નરસાનું જ્ઞાન આપનાર વૃક્ષનું ફળ તારે ચાખવું નહિ, કારણ કે જે દિવસે તું તે ફળ ખાઇશ તે

દિવસે તું મરીશ.' આ શબ્દો પ્રભુએ મનુષ્યને મનુષ્યાત્માને ઉદ્દેશી ઉચ્ચાર્યા હતા. મનુષ્યનો આત્મા જો અમર હોય તો દેવના ઉપર પ્રમાણેના ઉદ્‌ગારનો કંઈ અર્થ રહેતો નથી. અથવા તો તેનો અર્થ કંઈ ભિન્ન હોવો જોઇએ. પણ તેમ બનવું શકય નથી, એમ આપણી ખાત્રી છે.

## મરણ પામે છે તે આત્મા.

આત્મા એ દૈવી અંશ છે અને તે અમર છે. મરણની શિક્ષા તે આત્માને નથી, એમ જે ધર્મોપદેશક કહે છે, તે વાત શાસ્ત્ર વિરૂદ્ધ છે. "પાપ કરનાર આત્મા મરવો જ જોઇએ." એમ શાસ્ત્રમાં કહ્યું છે. વળી કદિ મરનાર નહિ એવો આ જીવતા મનુષ્યોમાં એક પણ મનુષ્ય છે ખરો? મૃત્યુના સપાટામાંથી છુટેલો એવો એક પણ મનુષ્ય કોઈ બતાવશે?" બાયબલના આ વાકયો આત્મા મર્ત્ય છે એમ સિદ્ધ કરવાને પુરતાં છે, અને જો તે મર્ત્ય છે તો પછી અમર શી રીતે હોઈ શકે? મનુષ્ય પોતે આત્મા છે. મરણની શિક્ષા મનુષ્યને થઇ એટલે આત્માને પણ થઇ. આત્મા મરણ પામે છે. આત્મા અમર છે. એ વાત ખોટી છે.

અખંડ જીવન અને અમરત્વ એ બન્ને વચ્ચે ફરક છે. જે પ્રાણી હંમેશ દેવની આજ્ઞા મુજબ વર્તે છે, તેની ઇચ્છા પ્રમાણે ચાલે છે, તેને દેવની કૃપાથી અખંડ જીવનનો લાભ મળે છે. જો કોઇ પ્રાણી ખરેખર અમર હોય તો પછી ઈશ્વર પણ તેને મારી શકે નહિ. શાસ્ત્રમાં કહ્યું છે કે, 'આત્માનો નાશ કરવાનું સામર્થ્ય ઇશ્વરમાં છે." ઇસુ કહે છે કે, "આત્મા અને શરીરનો નાશ કરવાની શક્તિ જેનામાં છે તેનાથી બ્હીને ચાલો." આ પ્રમાણે અમરત્વનો સિદ્ધાંત ખોટો ઠરે છે.

મનુષ્ય એ સ્વભાવતઃ અમર છે એવા અર્થવાળું એક પણ વાક્ય બાયબલમાં નથી. જો કોઇ એમ કહે કે બાયબલમાં તેવા

અર્થનું વાક્ય છે તો તે વચન ટાંકવા તેને કહો. Studies in Scriptures Vol. 5 ના ૩૩૪ મા પાના પર લખ્યું છે કેઃ—

"આ સર્વ પ્રમાણભૂત ગ્રંથોનું પરિશીલન કરતાં આપણને શું જણાય છે? 'નેહફેશ' આ હિબ્રુ શબ્દ જેનો અર્થ ઘણે ઠેકાણે આત્મા એમ કરવામાં આવે છે તેના જુદા જુદા ૩૬ ભાષાંતર છે. 'સાયકી' (સંવેદના હોય તેવું પ્રાણી) આ ગ્રીક ભાષાના શબ્દને નવા કરારમાં ૫૬ ઠેકાણે આત્મા. ૩ ઠેકાણે મન, એક ઠેકાણે હૃદય અને ૪૧ ઠેકાણે પ્રાણ એવા શબ્દથી ભાષાંતર કરવામાં આવ્યું છે.

## સેતાનનું અસત્ય–મિથ્યા સિદ્ધાંતનો પાયો.

મનુષ્ય અમર નથી પરંતુ મૃત્યુશીલ છે એવી બાયબલની શિક્ષા છે તો પછી મનુષ્યના સ્વાભાવિક અમરત્વનો સિદ્ધાંત ક્યાંથી અસ્તિત્વમાં આવ્યો? એનો ઉત્તર એ છે કે, એ સિદ્ધાંતની ઉત્પત્તિ સેતાન તરફથી થઇ છે. જગતમાં પહેલું અસત્ય ભાષણ એ જ હતું. એ સિદ્ધાંતમાંથી અસત્ય ધર્મો ઉત્પન્ન થયા. આ અસત્યની શરૂઆત આ પ્રમાણે આપી છે.

આદમ અને હવા એદનના બાગમાં રહેતાં હતા. ઇશ્વરે ત્યાંની સર્વ ચીજો પર તેમને હકુમત આપી હતી. જો ઇશ્વરની આજ્ઞા પાળે તો તેમને જીવવાનો અધિકાર હતો. પ્રભુએ આદમને કહ્યું હતું કે" જે દિવસે તું જ્ઞાનવૃક્ષનું ફળ ખાઇશ તે દિવસે ખાત્રીથી તારૂં મરણ થશે. સેતાને હવા માતાને ઠગી. અને તેણે તેનાં મનમાં એવું ભરાવ્યું કે જ્ઞાનવૃક્ષનું ફળ ખાવાથી જે જ્ઞાન મળે તે પ્રભુ તમને લેવા દેતો નથી. સેતાને તેને પુછ્યું, "શા માટે તું તે ફળ ખાતી નથી?" હવાએ જવાબ આપ્યો, "પ્રભુએ તે ફળ ખાવાની ના કહી છે એટલું જ નહિ પણ તે ઝાડને અડવાની પણ મનાઈ કરી છે. જો એમ કરીશું તો મરી જઇશું એમ જણાવ્યું છે? સેતાને પ્રત્યુત્તર આપ્યો કે," તમે ખાત્રીથી નહિ મરી જાવ. તે વૃક્ષનું ફળ ખાવાથી તમારાં જ્ઞાન

ચક્ષુ ઉઘડી જશે અને તમે પણ દેવની માફક સારૂં નરસું પારખી શકશો." સેતાનનું આ જુઠાણું હતું, કારણ કે યેહોવાહની આજ્ઞાથી આ વિરૂદ્ધ હતું, સેતાનના આ સંબંધી ઇસુએ કહ્યું છે કેઃ–" તે પ્રથમથીજ ખૂની હતો. તેણે કોઈ દિવસ સત્ય કથ્યું નથી કારણ કે તેનામાં સત્ય જેવું કંઈ હતું નહિ. જ્યારે જ્યારે તે અસત્ય ભાષણ કરે છે ત્યારે તે પોતાના સ્વભાવને અનુસરી બોલે છે. તે અસ્સલ અસત્ય બોલનાર છે. અસત્યનો તે જનકજ છે." (John 8: 44)

તે દિવસથી તે અત્યાર સુધી, મનુષ્યનો આત્મા અમર છે. મનુષ્યને મૃત્યુ આવવું શકય નથી. એવા પ્રકારના ખોટા સિદ્ધાંત મનુષ્યના મનમાં ભરી દીધા છે. પ્રેરિત પોલ તેના વિષે કહે છે કે મનુષ્યના મનપર રખેને સત્યનો પ્રકાશ પડે તેના ભયને લીધે તે તેમના મન અસત્યથી ભરી નાંખે છે.

## અમર કોણ?

અમરત્વ એટલે મૃત્યને આધીન ન થવું તે? જો આમ હોય તો અમર એવું કોણ છે? આનો ઉત્તર બાયબલ આપે છે કે "પ્રભુ માત્ર એક અમર છે. (Timothy 6:16) ઇશ્વર સ્વયંભૂ અને અનાદ્યનન્ત છે. ઇસુ પણ જ્યારે તે પૃથ્વીપર હતો ત્યારે અમર ન હતો. પરંતુ તેના પુનરુત્થાનના સમયે તેના કામના બદલા માટે તેને અમરત્વ આપવામાં આવ્યું. તે કહે છે કે, "પિતાને (અખંડ) જીવન છે તે પ્રમાણે તેણે તે (અખંડ) જીવન તેના પુત્રને આપ્યું." મૃતાવસ્થામાંથી જ્યારે તેનું પુનરુત્થાન થયું ત્યારે તેણે કહ્યું છે કે, "હું મરણ પામ્યો હતો. પરંતુ હવે હું જીવતો થયો છું અને સદોદિત જીવંત રહીશ." સેતાન પણ અમર નથી. ધર્મશાસ્ત્રમાં સ્પષ્ટ કહ્યું છે કે યોગ્ય સમય આવતાં દેવ તેનો નાશ જરૂર કરશે.

પાપપર વિજય મેળવનાર શ્રદ્ધાવંત ખ્રિસ્તી અને ખ્રિસ્તના પુનરુત્થાનમાં ભાગ લેનારને જ અમરત્વની મીઠી બક્ષિસ મળવાની છે. સર્વ સાધારણ માણસો અને ખ્રિસ્તના પગલાંપર પગ રાખી ચાલનાર તેના અનુયાયીઓ એમાં ફરક છે. સર્વ માણસો મર્ત્ય છે. અર્થાત્ કે તેઓ મૃત્યુને આધીન છે. પ્રેરિત પોલ કહે છે કે, “આદમનું મરણ એ સર્વ માણસોનું મરણ છે.” એ જ પ્રેરિત આગળ જતાં જણાવે છે કે, શ્રદ્ધા અને નિષ્ઠા માટે અમરત્વની બક્ષિસ આપવામાં આવશે. અને ખ્રિસ્તીઓએ એ અમરત્વ મેળવવા માટે યત્ન કરવો. પ્રોત્સાહન આપવું જોઇએ. જો મનુષ્યને એકાદી વસ્તુ પ્રાપ્ત થઇ હોય તો તે વસ્તુ માટે તેને પ્રયત્ન કરવાનો શાનો હોય ? જે મરતાં સુધી નિષ્ઠા કાયમ રાખી વર્તશે. અને તેમની નિષ્ઠાનો બદલો આપવાનું આશ્વાસન આપ્યું છે. એવા પવિત્ર ખ્રિસ્તી લોકોને ઉદ્દેશી પ્રેરિત પોલ કહે છે કે, “મૃત મનુષ્યો પવિત્ર થઈ ઉઠશે......કારણ જે અપવિત્ર છે તે પવિત્ર થવો જોઇએ. અને જે મર્ત્ય છે તે અમર થવો જોઇએ. એમ જ્યારે અપવિત્ર તે પવિત્ર થશે અને મર્ત્ય તે અમર થશે ત્યારે તે અમર થશે ત્યારે મૃત્યુ પર વિજય મેળવ્યો એમ સાર્થક કહેવાશે.” જો એમ કહીએ કે મનુષ્ય સ્વભાવતઃ અમર છે તો પછી પ્રેરિત પોલના ઉપરના ઉદ્ગાર અર્થ વગરના ખોટા ઠરે, એ કોઇ પણ માણસના લક્ષમાં સ્હેલાઇથી આવે તેમ છે. કારણકે તેણે જે લખ્યું છે તે પ્રેરણાથી પ્રેરાઇ લખ્યું છે. ટૂંકામાં કહીએ તો અમરત્વ એ સ્વાભાવિક નથી પરંતુ મનુષ્યને મળનારી ઇશ્વરની ઉચ્ચ બક્ષિસ છે. એમ સેંટ પોલે બતાવ્યું છે.

ઉપર જણાવેલા (સેંટ) પ્રેરિત પોલના શબ્દો સર્વ જગતને ઉદ્દેશી નથી બોલાયા. ફકત પવિત્ર થયેલા ખ્રિસ્તીઓ માટે તે છે ઠંસુ પણ એવાને ઉદ્દેશી કહે છે કે, “ તમે જીવતા સુધી નિષ્ઠા-

વંત રહો એટલે હું તમને જીવનની ઉચ્ચતમ અવસ્થા એટલે અમર-ત્વ મેળવી આપીશ." જેણે પહેલા પુનરૂત્થાનમાં ભાગ લીધો હતો તે સંબંધી ઇસુ બીજે ઠેકાણે કહે છે કે "એવા મનુષ્યોને બીજું મરણુ સ્પર્શ કરશે નહિ," ઇશ્વર સદા સર્વદા અમર છે. ઇસુ અને તેનું ચર્ચ (અનુયાયીઓ)ને અમરત્વની બક્ષિસ મળી છે. જગતના બીજા પ્રાણીઓને અમરત્વ પ્રાપ્ત થાય એ શકય નથી.

## સર્વ માણુસો મર્ત્ય છે.

ઇસુ કહે છે કે "ઇશ્વરનો આ જગતપર એટલો પ્રેમ હતો તેણે પ્રત્યક્ષ પોતાનો પુત્ર જગતને આપી દીધો. તેના પર જે કોઇ શ્રદ્ધા રાખશે. તેનો નાશ થશે નહિ અને તેને અખંડ જીવન પ્રાપ્ત થશે. (John 3-16) અખંડ જીવન મેળવવા માટે પ્રભુ ઇસુ પર એક નિષ્ઠા રાખવી જોઇએ એ શરત સ્વીકારવી જોઇએ. જેઓની એવી નિષ્ઠા નહિ હોય તે સર્વનો નાશ જરૂર થવાનો એમ પણુ ઉપરના વચનથી સમજાય છે. વારૂ હવે જો તે મનુષ્ય અમર હોય તો પછી તેનો નાશ શી રીતે સંભવે ? પોતાના આગમન વિષે ઇસુએ કહ્યું છે કે, "મારૂં આગમન એટલા માટે છે કે તેઓને ભરપૂર જીવન મળે." (John 10: 10) જો આત્મા અમર હોય તો તેને જીવન હોવું જ જોઇએ અને જીવન આપવા માટે ઇસુના અવતારની અને પુનરૂત્થાન-ની જરૂર રહેતી નથી. આ પરથી મનુષ્ય સ્વભાવત: અમર છે એ સિદ્ધાંત ખ્રિસ્તી ધર્મશાસ્ત્રના તારણુને માટે બળિદાન"ના મહત્વના અને મૂળભૂત સિદ્ધાંતની વિરૂદ્ધ જાય છે ધર્મનું આ મૂળતત્ત્વ સેતાન લોકોની દ્દષ્ટિથી છુપાવી રાખે છે. અને લોકોની દ્દષ્ટિને આંધળી કરી મુકે છે. એનું કારણુ છે કે ઇસુના નામ સિવાય બીજા નામથી લોકોનો ઉદ્ધાર થવો શક્ય એ તે સારી રીતે જાણે છે.

## પુનરૂત્થાન.

"મુએલાના પુનરૂત્થાન"ની વાત બાયબલમાં જેવી સ્પષ્ટ રીતે જણાવી છે તેવી બીજી સ્પષ્ટ વાત નથી. જો મનુષ્ય સ્વભાવતઃ અમર હોય તો તે કદાપિ મરણ પામે નહિ. અને જો તે મરે નહિ તો પછી પુનરૂત્થાન જેવું કંઈ રહેતું નથી. પુનરૂથાનનો અર્થ એ છે કે પુનઃ જીવતા થવું, પુનર્જીવન પ્રાપ્ત કરવું. અગાઉ જે શાસ્ત્ર વચનો આપ્યા છે તે પરથી મનુષ્યને મોતની શિક્ષા થઈ હતી અને મનુષ્ય એ મર્ત્ય આત્મા છે. એ વાત વાંચકોને સમજાઇ જ હશે. મરેલાં સંબંધી બોલતાં ઇસુએ કહ્યું છે કે, "આશ્ચર્ય પામતા ના. એવો સમય આવે છે કે જ્યારે કબ્રમાંના સર્વ જણ તેનો એટલે મનુષ્યના પુત્રનો અવાજ સાંભળશે, તેઓ સર્વ પોત પોતાની કબ્રમાંથી બહાર નીકળશે." (John 5–28–29)આ બીના વિષે પ્રેરિત પોલ પણ કહે છે કે, "ન્યાયી અને અન્યાયી બન્નેનું પુનરૂત્થાન થનાર છે." (Acts 24–25) ઇસુ મરણ પામ્યો અને મરણ પછી તેનું પુનરૂત્થાન એ બીજા મરણ પામેલાને માટે એક ખાત્રીરૂપ આધાર છે. જો મનુષ્યો અમર હોય તો પછી તેમનું પુનરૂત્થાન શી રીતે થયું હોય કારણકે અમરને નાશ નથી તેઓ તો જીવતા હોવા જોઇએ. આટલા માટે કેટલાક જણ પુનરૂત્થાનનો સિદ્ધાંત સ્વીકારતા નથી. આવા લોકોને (સંટ) પ્રેરિત પોલ ઉત્તર આપે છે કે, "જો પુનરૂત્થાનનો સિદ્ધાંત ખોટો હોય તો પછી ઇસુ ખ્રિસ્ત ફ્રરીથી જીવંત થયો એ વાત પણ ખોટી અને એ ઉપદેશ પણ ખોટો અને તમારો વિશ્વાસ પણ ખોટો અને વ્યર્થ છે......વળી તેનાપર (ખ્રિસ્તપર) જે વિશ્વાસ રાખી મરણ પામ્યા તેઓ હંમેશને માટે નાશ પામ્યા જે નાશવંત છે તે અમર હોઇ શકતું નથી, એ ધ્યાનમાં રાખવું જોઇએ છે. પોલના કહેવાનો આશય એ છે કે પુનરૂત્થાનને ન માનીએ તો પછી સર્વનો નાશ થયો છે અને થનાર છે એમ માનવું પડશે. ઇસુના પુનરૂત્થાન એ સર્વ મરણ પામેલાઓને ખાત્રીની જામીનગીરી છે એ વાત તે

આગળ જતાં સ્પષ્ટ કરે છે. તે કહે છે કે, "હવે ખ્રિસ્ત મરણ પામ્યા પછી પાછો જીવંત થયો છે. મોતમાંથી જીવંત થનાર તે પ્રથમ મનુષ્ય છે. ઋતુનું પ્રથમ ફળ જેમ આશા ઉત્પન્ન કરનારૂં હોય છે તે પ્રમાણે ઇસુનું પુનરૂત્થાન છે. મનુષ્યને માટે જેમ મોત ઉત્પન્ન થયું છે તે પ્રમાણે મુએલાને માટે પુનરૂત્થાન પણ છે. આદમનું મરણ જેમ સર્વ મનુષ્યોનું મરણ હતું તેમ ખ્રિસ્તનું પુનરૂત્થાન એ સર્વેનું પુનરૂત્થાન થશે.

## કોનું પુનરૂત્થાન થયું છે?

સ્વાભાવિક અમરત્વનો ખોટો સિદ્ધાંત મનુષ્યના મનપર ઠસાવવાને માટે સેતાન પોતાના પ્રતિનિધિઓ દ્વારા એમ શિખવે છે કે પુનરૂત્થાન શરીરનું થાય છે, અને આત્મા તો મૃત્યુ બાદ પુનરૂત્થાન થાય ત્યાં સુધી જીવતો રહે છે. આત્મા અને શરીરને એકત્ર કરવા માટે ઇશ્વર મુએલાનું પુનરૂત્થાન કરે છે. આવા પ્રકારની ગેરસમજ સેતાન લોકોમાં ફેલાવે છે, એ ઇશ્વરને માલુમ હતું. સેંટ પોલ પ્રેરણાના આવેશમાં કહે છે કે, "કોઇ એમ પૂછે કે એ મરણ પામેલાં જીવતાં શી રીતે થાય છે. તે કયા દેહથી ઉભા થાય છે? હે મૂર્ખ! તું જે બી રોપે છે તેનું શું થાય છે? થોડો સમય જીવી તે મરણ પામે છે. પછી તેનું વૃક્ષ થાય છે. તે તું રોપતો નથી. આ વૃક્ષરૂપી શરીર ઇશ્વર પોતાની ઇચ્છામાં આવે તે પ્રમાણે આપે છે." આ પરથી સિદ્ધ થાય છે કે મૃત થનારૂં શરીર તે ફરીથી જીવંત થતું નથી. દાખલા તરીકે સોમનાથ એક આત્મા–એક પ્રાણી–મનુષ્ય છે. તેનો પ્રાણ તેના શરીરમાંથી નીકળતાં તે મરણ પામે છે. એટલે સોમનાથ એ આત્માનું–મનુષ્યનું અસ્તિત્વ નાશ પામે છે. ઇશ્વરે નક્કી કરેલો વખત આવતાં તેનું પુનરૂત્થાન થાય છે. સોમનાથનો દેહ જ્યારે ઇશ્વરે નિર્માણ કર્યો ત્યારે પૃથ્વીમાંના તત્ત્વો લઇ નિર્માણ કર્યો હતો. તે શક્તિ ઇશ્વરમાં હોય છે અને

પુનરૂત્થાનના વખતે તેજ શક્તિનો ઉપયોગ કરી ઇશ્વર તેની મરજીમાં આવે તેવો નવો દેહ તેને આપશે.

જે સ્વર્ગમાં જનાર છે તેમને દિવ્ય શરીર પ્રાપ્ત થશે. કારણ કે ઇસુએ કહ્યું છે કે સ્વર્ગમાં વાસ કરનારઓને દેહ અસ્થિ માંસમય નથી હોતો. (સેંટ) પ્રેરિત પોલ પણ એવાજ આશયનો ઉદ્ગાર કાઢે છે. "રક્ત માંસમય દેહને સ્વર્ગનું રાજ્ય મળશે નહિ." પુનરૂત્થાનના સિદ્ધાંતનો વિચાર કરતાં અમે પુનરૂત્થાન તે શરીરનું નહિ પણ આત્માનું પ્રાણીનું એમ સિદ્ધ કરતાં સેંટપોલ જેઓને સ્વર્ગનું રાજ્ય મળવાનું છે તેને ઉદ્દેશી કહે છે કે: "અપવિત્રપણામાં તે વાવ્યું હતું પણ પવિત્રતામાં તે ઉપર આવ્યું ઉગ્યું." 'તે, શબ્દનો અર્થ અહીં પ્રાણી, આત્મા, વ્યક્તિને ઉદ્દેશી વાપરવામાં આવ્યો છે. બીજા એક સ્થળે તે કહે છે કે, જડદેહમાં તે વાવવામાં આવ્યું હતું અને તે દિવ્ય દેહ ધારણ કરી ઉગશે. ઉછરી મોટું થશે. જડદેહ અને દિવ્ય એવાં બે પ્રકારના શરીર છે.

અખંડ યમયાતના, જીવતાં મનુષ્યો મુએલા સાથે વાતો કરી વગેરે ખોટા સિદ્ધાંતનો પાયો સ્વાભાવિક અમરત્વનો સિદ્ધાંત છે. મનુષ્યના ઉદ્ધાર નો ખરો માર્ગ તો "તારણનું બલિદાન" એજ છે. બીજા સિદ્ધાંતો વિસંગત છે. આવા ભ્રમો ફેલાવનાર અને લોકોની આંખમાં ધૂળ નાંખનાર દુષ્ટ પાતકી સેતાનજ છે.

Studies in Scriptures, The Harp of God, What Say the Scriptures about Hell, Can the Living talk with the Dead?

## મરણ પામેલાં કયાં છે?

મૃત્યુએ હુમલો કર્યો ન હોય અને એકાદ બે પ્રિયજનને તે લઇ ગયું ન હોય એવું એક કુટુમ્બ નહિ હોય. આવા સંકટના

સમયે પાછળ રહેનારના મનમાં એમ પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે મારા પ્રિયજનો હવે કયાં હશે વારૂ ?" આ પ્રશ્ન અત્યંત મહત્ત્વનો છે અને તાત્ત્વિક સિદ્ધાંતથી માત્ર તેનું નિરાકરણ કરવું ઠીક નથી. ઈશ્વરના વચનથીજ તેનું નિરાકરણ કરવું એજ ઠીક છે. ઇશ્વરનાં વચનો સત્ય છે. એકાદી બીના સંબંધી સત્ય માહિતી મળતાં મનુષ્યના હૃદયમાં આશાનો ઉદય થાય છે અને ઇશ્વરની મુક્તિદાયક યોજના સંબંધી તેને વિશ્વાસ બેસે છે, સેંટ પોલ કહે છે કે, "જેનું હૃદય એવા પ્રકારની આશા અને શ્રદ્ધાથી ભરપૂર છે. તેવા માણસો પોતાના પ્રિયજનને માટે શોક કરતા નથી." આથી કરીને પ્રત્યેક યત્નશીલ માણસે પોતાના હૃદયનું સમાધાન કરવા માટે આ વિષયમાં પ્રભુનાં વચનો શાં છે તે સમજી લેવાં એ જરૂરનું છે.

મનુષ્ય નિર્મિત ધર્મ અને સંસ્થા મૃત મનુષ્યોની સ્થિતિ સંબંધી નીચે જણાવ્યા પ્રમાણે હકિકત દર્શાવે છે:–કહે છે કે ધર્મનિષ્ઠ અને શ્રદ્ધાવંત મનુષ્યો મરણ પછી સ્વર્ગમાં જાય છે અને શ્રદ્ધા વગરનાં માણસો નર્કમાં જાય છે. વળી એમ પણ કહેવામાં આવે છે કે જો પાદરી લોકો તેને માટે પ્રાર્થના કરે તો તેઓ નર્કમાંથી ઉપર આવે છે. Manual of Purgatorian Society નામના પુસ્તકમાં લીગુરી નામના લેખકે નીચે પ્રમાણે કહ્યું છે:

"નર્કમાં રીબાતા અને દુસ્સહ યાતના ભોગવતા આત્માનું દુઃખ ઓછું થાય અને નર્કમાંથી તેનો જલ્દી છુટકારો થાય તેને માટે ઇશ્વરને સિફારસ કરવાની ચાલ ઇશ્વરને પ્રિય છે અને અમને તે અતિશય ફાયદાકારક છે."

તેજ લેખક વધારામાં કહે છે કે:

નાનાં છોકરાંની દફન વિધિ કરતી વખતે જ માત્ર ફુલનો ઉપયોગ કરવો. આ વિધિ વખતે જે ખર્ચ જરૂરનું છે તે કરકસરથી કરવાથી મરેલા મનુષ્યના આત્માને જો જરૂરની આધ્યાત્મિક ન

મળે તો તે અક્ષમ્ય અપરાધ થાય. એકાદ વખતે પરિસ્થિતિને લીધે આ નિયમનું પાલન ન થાય તો કંઇ નહિ. પણ મરેલાંઓની છેવટની વિધિ યોગ્ય રીતે કરવી અને એમ કરીને પોતાના શોકનું પરિમાર્જન કરવું. તેવી જ રીતે મરી ગયેલાંના આત્માના કલ્યાણ માટે વિશેષ ઉત્સાહથી અને લક્ષપૂર્વક તથા ઉદારતાથી પ્રાર્થના, માસીસ, દાનધર્મ ઇત્યાદિ ધર્મ કૃત્યો કરાવવાં......આપણાં પ્રિયજનો અને આપણાપર ઉપકાર કરનાર જનો મહાન્ વિપત્તિમાં હોય, તેમની વિપત્તિ દૂર કરવાની કે સહાય કરવાનાં સાધન આપણી પાસે હોય તો આના જેવો પ્રસંગ મનુષ્યની ઉપકાર બુદ્ધિ અને કૃતજ્ઞતાને જાગૃત કરનારો બીજો કીયો હોઇ શકે? જે મનુષ્ય પોતાના આત્મજનોના અને મિત્રોના આત્માને બેદરકારીને લીધે કે આળસને લીધે નર્કયાતના ભોગવવા દે છે તે ખ્રીસ્તી નથી. તેનામાં ખ્રિસ્તી દયાનો અંશ નથી એમ કહીએ તો ચાલે.

Manual of Purgatorian Society Vol. 37-40.

જો મનુષ્યનો આત્મા અમર ન હોય અને મરી ગયા પછી તેને ભાન કે સંવેદના ન હોય તો પછી ઉપર કહેલી બીના એ કેવળ થાય છે એટલું જ નહિ, પણ ખોટાં બ્હાના હેઠળ ભોળા અને શોક ગ્રસ્ત માણસોની ભાવનાનો લાભ લઇ પૈસા કઢાવવાની એક યુક્તિ છે. એટલા માટે નર્ક સંબંધી ઉપરની માન્યતાને બાયબલનો કંઇ આધાર છે કે નહિ તે જોવું જોઇએ. પ્રોટેસ્ટન્ટ પંથના પાદરીઓ પોતાના પંથના મનુષ્યોને એમ શીખવે છે કે, મનુષ્યનો આત્મા અમર છે. મરણ પામેલાને ભાન હોય છે મરણ પામેલાંમાં જે પુણ્યશીલ હોય છે તે સ્વર્ગમાં જાય છે અને પાપી હોય તે નર્કમાં જાય છે.

## ધર્મશાસ્ત્રનું પ્રમાણ.

ઇશ્વરે મનુષ્યને મરણની સજા કરી. નહિ કે નર્કયાતના ભોગવવાની. મરણ એટલે પ્રાણવિહીન અવસ્થા. ઇશ્વરની આ આજ્ઞા ઘણીજ

સરળ ભાષામાં છે; "માટીમાંથી તારી ઉત્પત્તિ થઇ છે. તું માટીનું પુતળું છે અને માટીમાં મળી જનાર છે." (Genesis 3–19) મૃત્યુ આત્માને–પ્રાણીને–મનુષ્યને હોય છે. બીજાં પ્રમાણ આ પ્રમાણે છે. "જે આત્મા પાપાચરણ કરે છે તે મરશે." (Ezekiel 18–4) જે આજે જીવંત છે અને કદિ મરવાનો નથી એવો કોઇ મનુષ્ય છે ખરો? મૃત્યુના સપાટામાંથી કોઈ પોતાનો છુટકારો કરી લે એવો કોણ છે (Psalm 89–48) જો મરણ પામેલાં મનુષ્યોને ભાન હોય, તે મનુષ્યો સુખ અથવા દુઃખ ભોગવતા હોય, તો બાયબલમાં તેવો ઉલ્લેખ હોવો જોઇએ, તેવી જાતનો ઉલ્લેખ નથી પરંતુ ઉલ્ટુ એમ કહેલું છે "મૃત મનુષ્યો ઇશ્વરની સ્તુતિ કરતા નથી." (Psalm 115–17) જો બીજા શબ્દોમાં આને કહીએ તો મૃત્યુ એટલે નિસ્તબ્ધાવસ્થા શાંત અવસ્થા છે આ સ્થિતિમાં દેવની સ્તુતિ થઇ શકે જ નહિ તેમ તેને તેનાં દુઃખનું ભાન પણ હોઇ શકે નહિ.

ઉપરના મુદ્દાના સમર્થનમાં બીજાં કેટલાંક વચનો છે. "મનુષ્યનો શ્વાસ બંધ પડે એટલે તે મનુષ્ય માટીમાં મળી જાય છે અને તેજ ક્ષણે તેની વિચારશક્તિ નાશ પામે છે." (Psalm 146:4) મરેલા માણસને જો વિચારશક્તિ નથી હોતી તો પછી તેને સંવેદના અથવા ભાન હોવું શકય નથી.

વળી બીજા વચનો જુઓ: "જીવતા મનુષ્યને હું મરનાર છું એવું ભાન હોય છે પણ મરેલાંને હોતું નથી. (Ecclesiast 1:5) આપરથી મરેલાં માણસોને ભાન હોય છે અને તેમને પ્રાર્થનાની અને પૈસાની જરૂર હોય છે તે સિદ્ધાંત એવો મનુષ્ય નિર્મિત સિદ્ધાંત (જેમાં સેતાનનું અંગ દીશે છે તે સંપૂર્ણ નિરાધાર ઠરે છે.)

મૃત્યુ પછી ભાન હોતું નથી એને માટે વળી એક બીજું વધારે પ્રમાણ લ્યોઃ "પ્રેમ, દ્વેષ, તિરસ્કાર ઇત્યાદિ તેમની (મૃતોની) ભાવના નષ્ટ થઈ છે." મરેલાં મનુષ્યોને કાંઈ કામ હોતું નથી. તે સ્થિતિમાં

યુક્તિ જ્ઞાન, શાણુ પણ એ પૈકી કશાનો ઉપયોગ થતો નથી. એટલા માટે તમારે જે કંઈ કરવાનું હોય તમારૂં જે કંઇ કર્તવ્ય હોય તે હમણાં જ કરો અને દઢ નિશ્ચયથી કરો. (Ecclesiastes 9:6:10 જ્ઞાન, ભાન કે વિચાર શક્તિ જેવું કંઇ જેનામાંથી એવા મૃતજનોને માટે પ્રાર્થના કરાવવામાં પૈસા ખર્ચવા એ આશ્ચર્યજનક વાત છે. વળી એક બીજું વચન લ્યો મૃત સ્થિતિમાં તારી યાદ પણ થનાર નથી. તે સ્થિતિમાં તારો કોણ આભાર માનનાર છે ?" (Psalm 6-5)

## મરેલાંઓનો નર્કવાસ.

મુએલાંઓને ભાન હોય છે. એવો ખોટો સિદ્ધાંત ફેલાવવા માટે સેતાને એવો ઉપદેશ આપનાર માણસો તૈયાર કર્યા. નર્ક જેવું એક સ્થાન ઇશ્વરે નિર્માણ કર્યું છે. પાપી લોકો તે નર્કવાસ ભોગવે છે. અને તેમને ત્યાં યાતના ભોગવવી પડે છે. એવો ઉપદેશ તેના માણસો કરતાં હતાં. નિરંતર યાતનાનો તેનો આ સિદ્ધાંત ખરો હોવો શકય નથી તેનાં અનેક કારણો છે. (૧) બુદ્ધિને તે રૂચે તેવો નથી. અવાસ્તવિક છે. (૨) ન્યાયની કલ્પનાથી તે વિરૂદ્ધ છે. (૩) પ્રેમના સિદ્ધાંતથી તે વિપરીત છે. (૪) તેને બાયબલનો આધાર નથી.

કોઇ પણ પ્રાણીને અનંતકાળ સુધી યાતના ભોગવવા દેવામાં યેહોવાહને કંઇ ઉદ્દેશ્ય હોઇ શકે ખરૂં? એક કરવાથી કયી સારી વાત સિદ્ધ થાય છે. તર્કશાસ્ત્રની દૃષ્ટિએ મનુષ્ય જો અમર અને અવિનાશી હોય તો જ ઉપરની બીના સાધ્ય થઇ શકે; પણ મનુષ્ય અમર નથી એ તો બાયબલપરથી સપ્રમાણ સિદ્ધ થઇ ગયું છે. બાળક એવી સ્થિતિમાં જન્મ ગ્રહણ કરે છે કે જે સ્થિતિપર તેને કંઇ અધિકાર નથી. કેટલાંક બાળકો જન્મથી જ ગાંડાં હોય છે. કેટલાંકની જન્મથી ગુન્હા તરફ પ્રવૃત્તિ હોય છે. એવી સ્થિતિમાં કેટલાં મરણ પામે છે. આવાં બાળકોને અનંતકાળ સુધી નર્કયાતનામાં

ઇશ્વર નાંખે છે. એ કલ્પના બુદ્ધિ અને તર્કથી વિરૂદ્ધ છે. તે કલ્પના અવાસ્તવિક છે એટલું જ નહિ પણ ઇશ્વરના ચારિત્ર્યને લાંછન લગાડનારી તેનું બદનામ કરનારી છે. તે સેતાની કલ્પના છે.

"ન્યાય એ યેહોવાહના સિંહાસનનો પાયો છે." (Psalm-89-14) જે માટીમાંથી ઇશ્વરે મનુષ્યને ઉત્પન્ન કર્યો હતો તે માટીમાં મળી જવાની. મરી જવાની સજા તેને કરી એક વખત ફરમાવેલી સજા તે બદલીને મનુષ્યને અનંતકાળ સુધી યાતના ભોગવવાની સજા કરે એ કેવળ અન્યાય કહેવાય. ન્યાયશીલ પરમેશ્વર તેવું કરે નહિ.

નિરંતર યાતના ભોગવવાની કલ્પના પ્રેમના સિદ્ધાંતથી પણ વિપરીત છે. "ઇશ્વર પ્રેમસ્વરૂપ છે." જે ઇશ્વર પોતાનાં પ્રાણીઓને નિરંતર યાતનાની શિક્ષા કરે એ ઇશ્વર નહિ પણ દૈત્યપિશાચ છે. તે પ્રેમસ્વરૂપ પરમેશ્વર હોઇ શકે નહિ. જો સુધરે તેવો ન હોય તો પ્રેમભાવના તે પ્રાણીનો નાશ સૂચવે પણ નિરંતર યાતના ભોગવવાનું તો તે કદાપિ સૂચવે નહિ. પરમેશ્વર તો એટલો પ્રેમાળ અને દયાળુ છે કે મનુષ્યજાતિના ઉદ્ધાર અને મુક્તિની યોજના તેણે પ્રથમથી કરી રાખી છે.

## યાતનામય નર્ક એ બાયબલમાંનું નર્ક નથી.

નિરંતર યાતનાના સિદ્ધાંતને બાયબલના એક પણ વચનનો આધાર નથી. બાયબલમાં કેટલાક ફકરા છે. દાખલા તરીકે નર્કમાં પડે તો શ્રીમંત અને આબ્રાહામના અંતરમાનો લેઝરસ. જેનો લાક્ષણિક અર્થ છે છતાં નિરંતર યાતના સિદ્ધાંતનો ઉપદેશ કરવા તેના અર્થના વિપર્યાસ કરવામાં આવે છે. ઉપર જણાવેલા દૃષ્ટાંતનું સ્પષ્ટીકરણ Studies in Sciptures, Vol. 5. The Atonement એ ગ્રન્થમાંના ૩૭૬ મા પાનાપર છે, તેમાં લખ્યું છે કેઃ—

"મરણ પામ્યા પછી માણસ નર્કમાં (હેડ્સ, સિયોલ) જાય છે ત્યાં તે યાતના વા સુખ ભોગવે છે. તેને ભાન હોય છે, વિચાર

શક્તિ હોય છે, ભાવના હોય છે એવો જો બાઇબલમાં જરા જેવો ઉલ્લેખ હોય તો ઉપર કહેલા એક જ દૃષ્ટાંતમાં મળી આવે છે. પરંતુ તે દૃષ્ટાંતનો લાક્ષણિક અર્થ જુદો છે. જેની જગત્‌ને વિસ્મૃત્તિ થઇ અને વિસ્મૃત અવસ્થામાં જે યાતના ભોગવી રહ્યો છે. તે શ્રીમંત માણસ એટલે જયુ યહુદી પ્રજા યહુદી પ્રજા વિસ્મૃતિમાં પડેલી છે. અને રાષ્ટ્ર તરીકે તેનો ધ્વંસ થયો છે. પણ પૃથ્વીના ઇતર રાષ્ટ્રોમાં છિન્નભિન્ન વેરાઇ ગયા છે, મસીહાનો સ્વીકાર ન કરવાથી તે યાતના ભોગવે છે.

આ દૃષ્ટાંતમાં લેઝરસ એટલે યહુદેતર લોક. અને કાયમની શિક્ષાનો કાયમની યાતના એવો નથી. સરકાર ચોરને કેદની શિક્ષા કરે છે, ખુની માણસને ફાંસીની સજા ફરમાવે છે. ચોરને થોડી મુદતની સજા કરે છે. ખુનીને કાયમની શિક્ષા થાય છે. મનુષ્યને જે મરણની શિક્ષા ઇશ્વરે ફરમાવી છે તેનો અર્થ પણ આવો જ છે; પરંતુ તારણની યોજનાથી મનુષ્યનો તેમાંથી છુટકો થઇ શકે છે. જે મનુષ્ય તેની આ પ્રેમાળ યોજના જાણે છે છતાં તેનો સ્વીકાર કરતો નથી. એવા મનુષ્યોને કાયમની શિક્ષા થાય છે. તેમાંથી તેમનું પુનરૂત્થાન થતું નથી.

## નર્કવાસ ઇચ્છનાર કેટલાક ભવિષ્યવેત્તા.

નર્ક એ શબ્દ બાયબલમાં ઘોર–કબ્ર, મૃતાવસ્થા, વિસ્મૃત્તિ એવા અર્થમાં વપરાયો છે. હિબ્રુભાષામાં મૂળ 'શિયોલ' એવો શબ્દ છે. આ શબ્દનો અર્થ કેટલેક ઠેકાણે કબ્ર અને કેટલેક ઠેકાણે નર્ક એમ બાયબલમાં કરવામાં આવ્યો છે. આવા અર્થ લગભગ સમસમાન નજરે પડે છે. એના થોડાં ઉદાહરણો:–

પોતાનો પ્રિય પુત્ર જોસફ મરણ પામ્યો એમ ધારીને શોકગ્રસ્ત જેકબે નીચે પ્રમાણે ઉદ્ગાર કાઢ્યા છે:–હું આમ રડતો રડતો 'શિયોલ'માં (નર્કમાં) મારા છોકરા પાસે જઇશ.' પછી જ્યારે બેન્જામીનને ઇજીપ્ત મોકલવાનું તેને કહેવામાં આવ્યું ત્યારે તેણે કહ્યું કે મારા

બેન્જામીનને હું તમારી સાથે મોકલીશ નહિ. કારણ કે ત્યાં કંઇ તેને સારૂં નરસું થાય તો દુઃખથી મારા સફેદ થઇ ગયેલા વાળ સાથે મારે 'સિઓલ'માં (નર્ક) જવું પડે. નર્ક એટલે યાતનાની જગા જ્યાં અગ્નિ અને ગંધકની જવાળા હોય છે તે હોય તો ત્યાં તેના ધોળા વાળ પળમાં સાફ થઇ જાય.

જોબ એક ધાર્મિક વૃત્તિનો ભલો માણુસ હતો. તેનો બધો ઐહિક વૈભવ નષ્ટ થઇ ગયો હતો. અને તેના કુટુમ્બની ધુળધાણી થઇ ગઇ હતી. તેની સ્ત્રી પણ તેની વિરૂદ્ધ થઇ ગઇ હતી. તેના પડોશીઓ તેની મશ્કરી કરતા હતા. તેના શરીરમાં ગુમડાં થયાં હતાં અને ગંધાઇ ઉઠયું હતું. આવી સ્થિતિમાં તે પ્રાર્થના કરે છે કે, "હે પ્રભુ! મારા પર તારો રોષ શાંત થાય ત્યાં સુધી તું મને સર્વની નજર બ્હાર 'સિઓલ' માં ( નર્ક ) લઇ જઇ સંતાડી રાખે તો કેવું સારૂં! કોઇ પણ સુજ્ઞ મનુષ્ય એમ નકી સ્વીકાર કરે કે તે જોબ યાતનાના સ્થાનમા જવાને માટે પ્રાર્થના કરતો હશે. આ-ગળ જતાં જોબ પોતે નર્કસ્થાન સંબંધી કહે છે કે: "નર્ક એ મારૂં ઘર છે. તેના અંધારામાં જો મારૂં બિછાનું પાથર્યું છે.........માટી એ મારૂં વિશ્રાંતિ સ્થાન છે." જો નર્કમાં અંધારૂં છે પછી ત્યા અગ્નિ અને જવાળા હોવી શકય નથી. જોબના કહેવા પરથી તો નર્કનો અર્થ એટલો થાય છે જે માટીમાંથી ઉત્પન્ન થઇએ છીએ તે માટીમાં વિશ્રાંતિ લેવાની સ્થિતિ વળી બીજે એક ઠેકાણે જોબ કહે છે કે: "મરણ પામેલાના પુત્રો મોટી પદ્વીએ ચડે છે અથવા તો કેવળ હીન અવસ્થામાં હોય છે પરંતુ તે મરણ પામેલાંઓને તો આમાનું કંઇ દીસતુંએ નથી અને સમજાતું પણ નથી." આ પરથી નર્કમાં પડેલાં મનુષ્યોને ભાન નથી હોતુ એ સાબીત થાય છે.

ઇસુ મરણ પછી નર્કમાં ગયો હતો. આ સંબંધી ભવિષ્યવાદી લખે છે કે: "તું મારા આત્માને નર્કમાં રાખીશ ના આ વાકય

પ્રેરિતે પ્રેરિતોના કૃત્યો બીજા અધ્યાયની ૨૭મી કલમમાં Acts 2-27 ઉતાર્યું છે આ ઉપરથી જૂના અને નવા કરારમાં નર્ક આ શબ્દ એકજ અર્થમાં એટલે અસ્તિત્વ 'રહિત' એ અર્થમાં વપરાયો છે. ગ્રીક ભાષાના 'હેડ્સ' અને હિબ્રુ ભાષાના સિઓલ શબ્દનો એકજ અર્થ છે. બાયબલની 'સુધારેલી આવૃત્તિમાં આ શબ્દનું ભાષાંતર કર્યું નથી: પણ જુનું ભાષાંતર છે એમનું એમ રહેવા દીધું છે. એટલે નર્ક એટલે યાતનાનું સ્થાન નથી એ મત અત્યારના પંડિતોને માન્ય છે એમ જણાય છે.

## હેડ્સ-ગેહેના અને નર્ક.

નવા કરારમાં 'ગેહેના' Gehenna આ ગ્રીક શબ્દોનું 'નર્ક' એમ ભાષાંતર કેટલું મળી આવે છે." મૃત અવસ્થામાંથી પુનરૂત્થાન કરીશ એવું જે ઇશ્વરે આશ્વાસન આપ્યું છે તે અવસ્થાને માટે હેડ્સ Hedes શબ્દ યોજ્યો છે. આથી ઉલ્ટુ પુનરૂત્થાન નહિ એવી મૃતાવસ્થાને ગેહેનાં કહે છે. એક સ્થળે ઇસુ કહે છે કે: જો તારી આંખ તને ઠોકર ખવરાવે તો તેને કાઢી નાંખ, બન્ને આંખો સાબુત રાખી નર્કમાં કે જ્યાં અગ્નિની જ્વાળા કદિ હોલવાતી નથી અને પ્રાણી કદિ મરતાં નથી ત્યાં જવા કરતા એક આંખથી ઇશ્વરના રાજ્યમાં સ્વર્ગમાં જવું શ્રેયસ્કર છે," નર્કમાં નિરંતર યાતના ભોગવવી પડે છે એના પ્રમાણ માટે ઇસુનું આ વાકય વારંવાર આગળ ધરવામાં આવે છે. નર્કમાં નહિ ચરનાર પ્રાણી એટલે ત્યાંની અખંડ અગ્નિ જ્વાળામાં બાળવામાં આવનાર જીવ-મનુષ્ય. જો આપણે વિચાર કરીએ તો જણાશે કે ઇસુએ એ વચનમાં વાપરેલી ભાષા અલંકારિક અને લાક્ષણિક છે, પોતાના શિષ્યોને ઇસુ અક્ષરશ: આંખ કાઢી નાંખવાનું કહે અને તેમ કરવાથી સ્વર્ગ મળે એવો તેનો આશય હોઇ શકે નહિ આ વાકયમાંથી તેનો ગૂઢાર્થ લેવો એજ યોગ્ય છે. કારણ કે દષ્ટાંત સિવાય ઇસુએ પોતાના શિષ્યોને

કદી ઉપદેશ કર્યો નથી. (Mathew 13:34) ઉપરનાં વચનમાં ઇસુએ પોતાના શિષ્યોને જે કહ્યું તેનું તાત્પર્ય એ છે કે જગત્‌ની કોઇ પણ વસ્તુ પછી તે ગમે તેટલી પ્રિય કાં ન હોય, પણ તે મનુષ્યને સ્વર્ગ પ્રાપ્તિની આડે આવવી ના જોઇએ. સ્વર્ગ પ્રાપ્તિ માટે તેનો ત્યાગ કરવો પડે તો અવશ્ય કરવો. કારણ કે તે વસ્તુને લીધે જો ગેહેનામાં પડી હંમેશને માટે નષ્ટ થવા કરતાં તે વસ્તુનો ત્યાગ કરી સ્વર્ગનું દ્વાર ઉઘાડી લેવું એજ શ્રેયસ્કર છે.

## દુષ્ટોને સજા.

દુષ્ટોને ઇશ્વર જે સજા કરનાર છે તે તેમનો નાશ છે. આ સંબંધી બાયબલના વચનો જુઓ, "તેમનો હંમેશને માટે નાશ થશે." "પૃથ્વીપર સર્વ દુષ્ટ જનોનો હું નાશ કરીશ કારણકે દેવની નગરીમાં તેમનો પ્રવેશ થવા દેવાનો નથી." "પ્રભુની વાણીનો જે તિરસ્કાર કરે છે તેમનો તે નાશ કરે છે" "જે ઇશ્વરપર પ્રેમ કરે છે તેનું તે પ્રતિપાલન કરે છે પણ દુષ્ટોનો નાશ કરે છે."

આ વિષયની સવિસ્તર ચર્ચા કર્યા પછી Studies in scripture. Vol. 5 ના ૩૮૧ મા પાનાપર નિર્ણય કરે છે કે:-

" 'સિઓલ' અને 'હેડ્સ' એ શબ્દ વપરાયો હોય તેવા બાયબલમાંના સર્વ વાક્યોનો વિચાર પૂર્વક જોયા પછી અમે એવા નિર્ણયપર આવીએ છીએ કે આ બાયબલમાં આ શબ્દો મૃત સ્થિતિ, મૃતાવસ્થા એ અર્થમાં વપરાયા છે. આ અવસ્થા કોઇ ઠેકાણે એક તુરંગ કે જેલખાનું ન હોય અને પુનરૂત્થાનના પ્રભાતે સર્વ કેદીઓને બહાર કાઢવાના ન હોય એવા પ્રકારના અલંકારિક અર્થમાં એ શબ્દ વાપરેલો જણાય છે.

## સર્વનું તારણ.

પરમેશ્વર એક છે. તેની અને મનુષ્યો વચ્ચે મધ્યસ્થ પણ એક છે. તે મધ્યસ્થ તે ઇસુ ખ્રિસ્ત માનવ છે સર્વનું તારણ તે થઇ

રહ્યો છે અને યોગ્ય સમય આવતાં પરમેશ્વર સમક્ષ આ તે પ્રતિજ્ઞા પર કહેશે. (Timothy 2-5-6.)

અમે હિંમતથી કહીએ છીએ કે આજકાલના હજારમાંથી એક ધર્મોપદેશક વ્યાખ્યાનમાં તારણ બલિદાનનો અર્થ કે તત્વ સમજાવતો હોય એમ ભાગ્યેજ જણાય છે. આનું કારણ એ છે કે એનું રહસ્ય ઘણા થોડા બરાબર રીતે સમજ્યા હોય એમ અમને લાગે છે. આ કારણ ખરૂં હો કે ન હો પણ એનું સ્પષ્ટીકરણ કરતાં દરેક ધર્મોપદેશકને આવડવું જોઇએ એ જરૂરનું છે. બલિદાનનું તારણ એ શું ધર્મતત્ત્વ છે? હા, તે ધર્મતત્ત્વ છે એટલુંજ નહિ પણ તે ધર્મનું આદ્યતત્ત્વ કે મૂળ તત્ત્વ છે. મનુષ્ય સંબંધી ઇશ્વરી યોજનાનું તે એક આધાર ભૂતતત્ત્વ છે. આ તત્ત્વપરથી બીજાં ધર્મતત્ત્વ ઉદય પામે છે. વળી તે બીજા સિદ્ધાંતની સત્યતા અને અસત્યતાનું માપ છે. જે બલિદાનના તારણનું તત્ત્વ સમજી શકતો નથી તે બાયબલમાંના બીજા સિદ્ધાંતોનું રહસ્ય સમજી શકતો નથી. બાયબલમાંના ધર્મતત્ત્વો સમજવાને બલિદાનનું તારણ એનું રહસ્ય સમજવું જરૂરનું છે. તારણની યોજનામાંનો વિલક્ષણ અને આશ્ચર્યકારક ઇશ્વરી પ્રેમ જણાઇ આવે છે. આ વિષયની સંક્ષિપ્ત માહિતી નીચે આપીએ છીએ.

## જીવનનો આનંદ ઉપભોગ કરવા માટે મનુષ્યનો જન્મ.

ઇશ્વરે પુરૂષ અને સ્ત્રી આદમ અને હવાને ઉત્પન્ન કર્યાં. તેમને સંપૂર્ણ અવયવો વાળો દેહ આપ્યો. ઉત્તમ અને સુંદર નિવાસસ્થાન તેમને મળ્યું. નિર્દોષ અને પૂર્ણ પ્રાણીઓમાં નજરે પડતી સર્વ શક્તિ દેવે તેમને આપી. વળી તેમને પૃથ્વીનું સ્વામીત્વ આપી, જીવન, સ્વાતંત્ર્ય અને સુખનો ઉપભોગ કરવા આપ્યું. આ સર્વ સુખ સામગ્રીનો ઉપભોગ કરવામાં કોઇ પણ જાતનો પ્રતિબંધ ન હતો. ફક્ત ઇશ્વરની આજ્ઞા પાળવાનું તેમને હતું. યેહોવાહે તેમને

પ્રજોત્પાદનનું સામર્થ્ય આપ્યું હતું. સેતાનને પોતાનું રાજ્ય સ્થાપવા-વાની મહત્ત્વાકાંક્ષા હતી. તેણે જોયું કે સ્ત્રી પુરૂષની આ અભિનય જોડીને જો કાબુમાં લેવાય તો આ જોડીની સર્વ પ્રજા પર સત્તા સ્થાપી શકાય. આ વિચાર આવતાં તેણે હવાને પોતાના સપાટામાં લેવા નિશ્ચય કર્યો. ઇશ્વરની આજ્ઞાનો ભંગ કરવા તેને તેણે પોતાની કપટજાળમાં ફાંસી. હવાને તેણે એવું ખોટું ભંભેર્યું કે "ઇશ્વર તને અને તારા ધણીને અજ્ઞાનમાં રાખવા ઇચ્છે છે માટે તમે જો આ ફળ ખાશો તો પૂર્ણ જ્ઞાની થશો અને તમને કદિ મરણ નહિ આવે. ઇશ્વરે તમને જે કહ્યું છે તે ખોટું છે."

સેતાનના કપટી વચનમાં ભોળવાઇ હવાએ ઇશ્વરી આજ્ઞાનો ભંગ કર્યો. આદમે એ જોયું અને એનું પરિણામ પણ જાણ્યું. પરંતુ પોતાની સુંદર સ્ત્રીના સહવાસને ત્યાગવાની ભીતિથી તેણે આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું અને મરણ પત કર્યું. આ તેણે આત્મહત્યા જ કરી. ઇશ્વરે તેમને એડનની વાડીમાંથી કાઢી મુકયાં અને જ્ઞાન વૃક્ષનું ફળ ન ખાય માટે વૃક્ષ પાસે એક આડ–દિવાલ ઉભી કરી.

## આદમની શિક્ષા સર્વને લાગુ પડી.

અપૂર્ણ સ્થિતિવાળી પૃથ્વી પર આદમ અને હવાને જવું પડ્યું. ત્યાંનું વિષારી અન્ન પેટમાં જવાથી તેમને રોગ લાગુ પડ્યો અને અંતે મરણ પામ્યા. પરંતુ મરણ આવ્યું તે પહેલાં રોગગ્રસ્ત અને દુ:ખદ સ્થિતિમાં નવસેં ને ત્રીશ વર્ષ કાઢ્યાં આ સમયમાં તેમને સંતતિ થઇ. વંશ ક્રમાનુગત તેમના દોષ તેમની સંતતિમાં આવ્યા અને સંતતિ દૂષિત અને પાપી નીવડી. એવા મનુષ્યો પર યેહો-વાહની મરજી બેઠી નથી. કારણ સદોષ અને અપૂર્ણ એવી કોઇ પણ વસ્તુ યેહોવાહને પ્રિય નથી. કોઇ એ આક્ષેપ કરશે કે આદમના અપરાધ માટે ઇશ્વરે તેનાં છોકરાંને સજા કરી અને દુઃખમાં નાંખ્યાં એ અન્યાય છે. પણ વસ્તુસ્થિતિ તેવી નથી. દૂષિત અને મરણને

માર્ગે પડેલાં માબાપની સંતતિ શી રીતે નિર્દોષ અને નિરોગી ઉત્પન્ન થાય ? વંશ ક્રમાનુગત આવતા સર્વ દોષ આદમની પ્રજામાં આવ્યા. આદમની પ્રજા દોષ લઇને પાપને વેચાઈ અને પાપની ગુલામ બની રહી.

પરમેશ્વરની કૃતિમાં સૂત્રબદ્ધતા,-નિયમ બદ્ધતા હોય છે. ફાંટા બાજપણું કે વિસંગતિ હોતા નથી. તેની કૃતિમાં નિયમ વિરૂદ્ધ ફેર-બદલી થવી પણ શકય નથી. આટલું છતાં નિયમબદ્ધતાને ન લાગતાં થોડી છુટછાટ કરવી શકય છે. અને તેવી છુટછાટ ઇશ્વરે કરી છે. તારણ આપી મૃત્યુમાંથી છુટકારો કરીશ એવું તેણે મનુષ્યોને અભિ-વચન આપ્યું છે. "મૃત્યુના પંજામાંથી તારણ આપી હું તેમનો છુટ-કારો કરીશ. મરણમાંથી હું તેમનો ઉદ્ધાર કરીશ. હે મૃત્યુ! હું તારો શત્રુ થઇ તારો નાશ કરીશ. એમ કરવામાં મને કંઈ ખેદ થશે નહિ." ધારો કે કોર્ટે એક માણસનો તેના અપરાધ માટે ૧૦૦૦ રૂપીઆ દંડ કર્યો. આ દંડની રકમ ભર્યા વગર તે માણસનો છુટકો થાય તેમ નથી. મનુષ્યે આદમે પાપ કર્યું. અપરાધ કર્યો. તેને માટે પ્રભુએ તેને મૃત્યુની શિક્ષા ફરમાવી, આ મોતની સજા તે સંપૂર્ણ મનુષ્યનું. એક નિર્દોષ મનુષ્યનું જીવન મૃત્યુને આધીન કર્યા વગર અન્યગતિ ન હતી. આ દંડ ભરવોજ જોઇએ. એમ ધારો કે એક હજાર રૂપિયાનો દંડ ભરવાની શક્તિ નથી તે 'અ'ને તુરંગમાં જવું પડ્યું, 'બ'ને તેને તુરંગમાંથી છોડાવવો છે ત્યારે 'બ'એ શું કરવું જોઇએ. પોતાની માલમત્તા વેચી કરીને દંડની રકમ એકઠી કરવી જોઇએ. અને તે પૈસા આવે તે વડે (અ) ના દંડની રકમ ભરી તેનો છુટકારો કરાવવો જોઇએ. આ પ્રમાણે જો 'અ'નો છુટકારો 'બ' કરે તો 'બ' તેનો ભ્રાતા કે ઉદ્ધારક કહેવાય' આજ ઉદાહરણ જો આપણે આદમને માટે ધરાવીએ તો એક નિર્દોષ મનુષ્ય પોતાની ઇચ્છાથી આદમને માટે પ્રાણ આપે નહિ ત્યાં સુધી આદમની શિક્ષામાંથી ઉદ્ધાર થાય નહિ. એ સ્પષ્ટજ છે.

મનુષ્યજાતિ આદમથી ઉત્પન્ન થઇ છે. તેથી તે દૂષિત છે. આથી કરીને તેના વંશમાં કોઇપણ માણસને આદમનો ઉદ્ધાર કરવા સામર્થ્ય નથી. આ સંબંધી એક સ્તોત્રકાર કહે છે કે:—"તે પૈકી કોઈ એકમાં પણ પોતાના ભાઇનો ઉદ્ધાર કરવાની કે તેને માટે તારણ આપવાની યોગ્યતા નથી. અરેરે! માનવ જાતિનું સત્યાનાશ થવા બેઠું હતું! ક્ષણભંગુર, સુખ અને મૃત્યુ એજ તેમના ભાગે રહ્યું હતું. સર્વે જણ નાશના અને અધોગતિના વિશાળ માર્ગપર જતા હતા આવાં માણસો બીજાનો ઉદ્ધાર શી રીતે કરી શકે?

## ઇશ્વરના પ્રેમનું પ્રત્યત્તર.

ઇશ્વરે પોતાની યોજનામાં મનુષ્યની અધોગતિ અટકાવી પુનઃ તેને પૂર્ણત્વ આપવાની વ્યવસ્થા કરી છે." આ જગત્પર ઇશ્વરનો એવો અપૂર્વ પ્રેમ છે કે તેણે પોતાના એકનો એક ઓરસ પુત્ર જગત્‌ને અર્પણ કરી દીધો. એ પુત્રપર જેઓ વિશ્વાસ કરશે તેમનો નાશ થશે નહિ. તેમને અખંડ જીવન પ્રાપ્ત થશે. કારણ કે પ્રભુએ તેને જગત્‌માં મોકલ્યો તે જગત્‌ને દૂષિત કરવા માટે નહિ પણ તેના વડે જગત્‌નો ઉદ્ધાર કરવા માટે." (John 3: 16: 17)

મનુષ્યના ઉદ્ધાર સંબંધી જે ઇશ્વરી યોજના છે. તેનું પ્રથમ પગથિયું. Studies in scriptures Vol. V The Atonement નામના ગ્રંથના ૪૨૭ મા પાના પર તેનું વર્ણન છે.

"પૂર્ણ મનુષ્યત્વ, યશ, ગૌરવ, કીર્તિ, ઇત્યાદિ ગુણોથી ભૂષિત ઇસુએ દેવદૂત કરતાં કિંચિત્ હલકી યોનિમાં જન્મ લીધો. કારણ કે તેને મનુષ્યોના ઉદ્ધાર માટે મરણનો અનુભવ લેવો હતો. આપણા ઉદ્ધાર માટે યેહોવાહે જે પૂરેપૂરી ન્યાયશીલ તારણની વ્યવસ્થા કરી છે તેને મૂર્ત સ્વરૂપમાં આવવાને માટે આ પ્રમાણે પ્રારંભ થયો....... પ્રભુ ઇસુએ મનુષ્યોના પાતક માટે જે પ્રાયશ્ચિત કર્યું તે આધ્યાત્મિક નહતું કારણ કે તેવા પ્રકારનું પ્રાયશ્ચિત કરવાથી આદમને થયેલી મૃત્યુ

દંડની શિક્ષા ભરપાઇ થાત નહિ. તે દંડ ભરવા માટે આદમની દૃષ્ટિને સર્વ રીતે યોગ્ય અને પૂર્ણ તારણ (બલિદાન) દયાની જરૂર હતી.

## પુનર્જીવન.

ઇસુથી પ્રભુની સૃષ્ટિનો પ્રારંભ હતો. યેહોવાહે (ઇસુના) આત્માને મનુષ્ય રૂપમાં ફેરવી નાંખ્યો. યેહોવાહની અદૃશ્ય ગૂઢ શકિતથી તે ઉત્પન્ન થયો. મનુષ્ય લોકમાં, પવિત્ર, નિર્દોષ, નિરુપદ્રવી, નિષ્પાપ જન્મ પ્રાપ્ત થયો હતો. ઇસુ જ્યારે આ પૃથ્વીપર હતો ત્યારે તેની ગણના દેવદૂતમાં થતી નહતી, પણ તેનો દરજ્જો દેવદૂત કરતાં સ્હેજ કમી હતો. તેને માંસમય શરીર પ્રાપ્ત થયું હતું અને તે મનુષ્યોમાં રહ્યો હતો. તેનો દેહ રક્ત અને માંસનો બનેલો હતો.

દેવદૂત કરતાં હલકી યોનિમાં શા માટે ઇસુએ જન્મ ગ્રહણ કર્યો, શા માટે તેને મનુષ્ય બનાવ્યો! તેનો ઉત્તર પ્રેરિત પોલ આપે છે કેઃ–ઇસુને દેવદૂત કરતાં હલકી યોનિમા જન્મ મળ્યો તેનું કારણ એ હતું કે તેને મરણનો અનુભવ લેવાનો હતો અને તે અનુભવ લઇ મનુષ્યોનો ઉદ્ધાર કરવાનો હતો. ઇસુની ઉમર જ્યારે વીસ વર્ષની થઇ ત્યારે તેની શારીરિક, માનસિક અને નૈતિક સર્વ શકિતનો વિકાસ થયો હતો પૌરૂષાદિ ગુણોથી તે વિભૂષિત થયો હતો એડનના સુંદર બાગમાં વિહાર કરનાર નિર્દોષ અને નિષ્પાપ સ્થિતિ આદમની જાણે પ્રતિકૃતિ નહોય તેવો તે દેખાતો હતો.

શા માટે તે પૃથ્વી પર આવ્યો તેનો જવાબ તે પોતેજ આપે છે કે: "આ માનવ પુત્ર મનુષ્ય પાસે સેવા ગ્રહણ કરવા માટે નહિ પણ તેમની સેવા કરવા આવ્યો છે. પોતાના પ્રાણનું તારણ તે તેમને માટે અર્પણ કરનાર છે." હું આવ્યો છું તે એટલા માટે કે તેઓને ભરપૂર જીવન મળે એ માટે. "મનુષ્ય જાતિને જીવન પ્રાપ્તિનેઃ માર્ગ ખુલ્લો કરી આપવા માટે ઇસુ અવતર્યો છે." એક ઠેકાણે તે પોતે એમ કહે છે કે હું જીવન પુનઃપ્રાપ્ત કરવા માટે પ્રાણ અર્પણ કરૂં છું.'

Studies in Scriptures Vol. 5 The Atonement એ નામના ગ્રંથના ૪૪૧ મા પાના પર લખ્યું છે કે:–

"અમારો પ્રભુ અખંડ યાતના ભોગવવા ગયો નથી. આ પરથી 'અખંડ યાતના' એ પાપનું ફળ નથી. એ નિર્વિવાદપણે સિદ્ધ થાય છે.

નિર્દોષ આદમે અપરાધ કર્યો. યેહોવાહે તેને મૃત્યુની શિક્ષા કરી અને તે શિક્ષાની સ્વર્ગમાં નોંધ પણ કરી. આદમ અને અપ્રત્યક્ષ રીતે તેના વંશજોને થયેલી શિક્ષાની પૂર્ણતા ફક્ત તેના જેવા એક નિર્દોષ મનુષ્યના પ્રાણની આહુતિ સ્વર્ગમાં આપી હોય તોજ થાય. પરંતુ સ્વર્ગમાં પ્રવેશ કરવો એ મનુષ્યને શકય નથી. અર્થાત્ કે નિર્દોષ મનુષ્યના પ્રાણનું તારણ દેવને અર્પણ કરવા નહિ નિર્દોષ માનવ ઇસુને પ્રથમ મરણ પામીને પછી પુનરૂત્થાન થયા પછી સ્વર્ગમાં જવું જરૂરનું હતું. એટલા માટે ઇસુ કહે છે કે, "મારો પ્રાણ હું આપું છું એટલા માટે કે તે મને પાછો મળે. ઇશ્વરી ઇચ્છાને અનુસરી પોતાના જીવન ઉપયોગ માટે તેને તે પાછો મેળવવાની ઇચ્છા હતી. પોતાની ઉમરના ત્રીશમા વર્ષે તેણે પોતાના પિતા પ્રભુની ઇચ્છા પ્રમાણે જીવન-અર્પણ કર્યું અને ઇસુ પ્રાણ અર્પણ કરે એમ દેવની પણ મરજી હતી, સ્હાડા ત્રણ વર્ષ પછી તે ક્રોસપર મરણ પામ્યો. મરણ પામ્યા પછી તે પાછો ઉઠ્યો અને ચાલીસમે દિવસે સ્વર્ગમાં ગયો.

## પૃથ્વીપર જીવનસંબંધી મનુષ્યને આશ્વાસન.

ઇશ્વરની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી માનવી જીવનપર આદમનો જે હક્ક હતો તે તેણે ગુમાવ્યો હતો. નિષ્પાપ મનુષ્ય ઇસુએ પોતાની સ્વેચ્છાથી માનવીજીવન તેને માટે અર્પણ કર્યું. પરંતુ તેનાપર જે તેનો કાયદાસર હક્ક હતો તેનો તેણે ત્યાગ કર્યો નહતો. ઇશ્વરે મૃત સ્થિતિમાંથી ઇસુને ઉપર કાઢ્યો અને તેને દિવ્ય દેહ આપી આ

સમયે પણ સંપૂર્ણ માનવદેવ સંબંધી હક્ક હતો. આ હક્કને આપણે "પુણ્ય" કિંવા કે "કિંમત કહીશું. ધારો કે 'બ' એ પોતાના ભાઇનો થયેલો દંડ ભરી છુટકારો કરવા માટે પોતાની માલમત્તા વેચી દંડ ભરપાઇ થાય એટલી રકમ એકઠી કરી. આ પૈસા લે તે દંડની કિંમત થઇ. એજ પ્રમાણે ઇસુએ મનુષ્યોના છુટકારા માટે સ્વર્ગમાં દેવને તારણ દંડ ભરપાઇ કરી આપવા માટે પોતાના માનવી જીવન-રૂપી કિંમત આપી. જ્યારે તેણે સ્વર્ગારોહણ કર્યું ત્યારે તે રોકડ કિંમત અથવા પુણ્યને લઇને યેહોવાહ પાસે ગયો. જે માનવીજીવન આદમે પોતાના પાપાચરણને લીધે ગુમાવ્યું હતું. તેની બરાબર કીંમતનું પુણ્ય ઇસુ પોતાની સાથે લઇને ગયો હતો. આ પુણ્ય જ્યારે યેહોવાહને અર્પણ થશે એટલે મૃત થયેલાંનું પુનરૂત્થાન કરી સર્વ મનુષ્યોને જીવન ભોગવવાની તક આપશે.

ઇસુનું મરણ અને પુનરૂત્થાન થયું ને આજ અઢારસેં ઉપર વર્ષ થઈ ગયાં છે. છતાં હજી સુધી આદમ હજી સુધી મૃત જ છે. અને તેના વંશજોનો પણ મૃત્યુમાંથી છુટકો થયો નથી. ત્યારે આ પરથી શું એમ જણાય છે કે ઇશ્વરી યોજનામાં કંઇ ખામી છે? જો તારણ અપાઇ ગયું હોય અને કીંમત ભરપાઇ થઇ હોય તો પછી આદમ અને તેના વંશજોનો મૃત્યુમાંથી છુટકારો થયો હોવો જોઇએ એ વિચાર સહજ થઇ આવે છે. ઇસુ જ્યારે સ્વર્ગમાં ગયો ત્યારે તે તરત જ તારણ ભરી શકયો હોત અને એવી રીતે માનવીઓએ ગુમાવેલો હક્ક તેમને પાછો અપાવી શકયો હોત. એટલું તો ખરૂં કે તેમના શારીરિક, માનસિક અને નૈતિક પુનરૂદ્ધારનો પ્રારંભ તો કરી શકાયો હોત. તો પછી શા માટે તેણે આ તારણ ભરી દીધું નહિ? આ પ્રશ્નનો ઉત્તર આપવો એટલે યેહોવાહ અને પ્રભુ ઇસુ એમનો મનુષ્ય જાતિ પર કેટલો નિસ્સીમ પ્રેમ છે એનું સ્પષ્ટીકરણ છે. હજી સુધી તારણ ન આપવાનો ઉદ્દેશ્ય એ મનુષ્ય કલ્યાણની એક અપૂર્વ યોજના કરવાનો છે. આ યોજનામાં

સર્વ માણુસો ભાગ લઇ શકે તેમ છે. આ યોજના તે ધર્મસંઘ (ચર્ચ) અને તેનો વિકાસ થવા દેવો અને તે વડે ધર્મ કાર્ય થવા દેવાં.

## મૃત્યુના ડાઘ ઉરાડી નાંખવા.

ખ્રિસ્તના અનુયાયીઓનો–ધર્મસંઘનો–છુટકારો અને ઉદ્ધાર થનાર છે અને ત્યાર પછી સમસ્ત મનુષ્ય જાતિનો એક જ વખતે નિવેડો કરવામાં આવશે. એ સંબંધી શંકા રાખવાની જરૂર નથી. ઇસુનું આત્મબળિદાન એજ એની જામીનગીરી કે ખાત્રી છે. અખિલ માનવજાતિના ન્યાય વખતે જે લોકો ન્યાય અને નીતિથી ચાલનાર હશે તેમને આ પૃથ્વીપર નિરંતર જીવનનો અધિકાર મળશે." આજ જે લાખો જનો જીવંત છે તે કદાપિ મરનાર નથી." એવું કહેવાનો સમય જલ્દીથી આવવાનો છે. કારણ કે હવે સમય પાસે આવી લાગ્યો છે.

આ સંબંધી અનેક દૃષ્ટિએ વિચાર કરીને છેવટે Studies in Scriptures Vol. 5. The Atonement નામના ગ્રંથના ૪૭૨ મા પાનાપર એવો સાર કાઢ્યો છે કેઃ—

"મનુષ્ય જાતિને માટે આત્મબલિદાનનું તારણ આપણા ઉદ્ધારકે આપ્યું તેથી તેટલેથી તેનું કાર્ય પુરૂં થયું નથી. પાપરૂપી રોગથી મનુષ્ય જાતિને મુક્ત કરવાનું કામ તે મોટા વૈદને કરવાનું છે. મનુષ્યોને નિષ્પાપ પૂર્ણ જીવન પાછું મેળવી આપવાનું છે. તેનું ઇસુનું હજાર વર્ષનું રાજ્ય પૃથ્વી પર ચાલુ થવાનું છે તે રાજ્યમાં તેની આજ્ઞા પાળનારા અને પૂર્ણત્વને પહોંચેલા મનુષ્યોની જરૂર છે. અને તેની તેને અત્યારથી તૈયારી કરવાની છે.

## જગતની વિપદાવસ્થા, વ્યસ્તતા તેનાં કારણો.

જગતની સઘળી પ્રજા સઘળાં રાષ્ટ્રો આજ વ્યસ્ત સ્થિતિમાં છે રાજનીતિજ્ઞો અને મુત્સદ્દીપુરૂષો પણ વ્યસ્ત હાલતમાં જણાય

છે. મજુર વર્ગ અસ્વસ્થ છે મજુર વર્ગ અને મુડીવાળાઓ વચ્ચે વારંવાર મતભેદ અને કલહ ઉત્પન્ન થાય છે. નફાબાજીની પ્રવૃત્તિ વધી ગઇ છે અને માલ બનાવનારા ગ્રાહકો પાસે પૈસા અટકાવે છે. એકાદ ભયાનક રાક્ષસની માફક બોલ્શેવિઝમે કેટલાંક રાષ્ટ્રોનો નાશ કર્યો અને બીજાનો નાશ કરવાને તે ટપીને બેસીને રહ્યું છે. દુનિયાપર અગણિત આફતો આવી છે અને માનવી સમાજ આસર્વ વિપત્તિનુ કારણ ન સમજવાથી કિંકર્તવ્યમૂઢ બની ગયો છે.

આવી પરિસ્થિતિ શા માટે ઉત્પન્ન થઇ તેનો જવાબ બાયબલમાં સ્પષ્ટ છે. પૃથ્વીના અંત સમયે તેની કેવી સ્થિતિ થશે એ પ્રશ્નનો ઉત્તર આપતાં ઇસુએ કહ્યું છે કે તે સમયે પૃથ્વીપરની સર્વ જાતિઓ સમુદ્ર તથા તેના મોજાઓથી અકળાઇને ગભરાશે. મનુષ્યનું હવે શું થશે એ ભીતિથી તેઓ બેશુદ્ધ થઇ પડશે.” પ્રભુના આ ભવિષ્યસૂચક ઉદ્દગાર ખરા પડશે એમ અત્યારે આપણને જણાય છે સઘળે ઠેકાણે વિપત્તિ, વ્યસ્તતા. વધતીજ જાય છે. આનું ખરૂં કારણ શું હશે વારૂ ?

## વધી ગયેલી વ્યસ્તતા ગૂઢ વાકયોનો અર્થ ખુલ્લો કરે છે.

ઇશ્વિરી યોજનાનું યથાર્થ જ્ઞાન થયા સિવાય આ પ્રશ્નનો યોગ્ય અને સમાધાનકારક ઉત્તર મળે નહિ. પ્રભુનું ઉદ્દેશ્ય સમજવાને માટે અત્યારના જેવો મહત્ત્વનો સમય ભાગ્યે જ બીજો હશે. તેનું ઉદ્દેશ્ય અથવા યોજના બાયબલમાં વર્ણવી છે. અને તે સમજવાનો યોગ્ય સમય આવી લાગ્યો છે. “શહાણા માણસો સમજશે. એમને પ્રભુએ ઉદ્દગાર કાઢયા છે. તે જગતના અંતકાળનો સમય આ શબ્દનો બાયબલને અનુસરી એવો અર્થ થાય છે કે જેઓ પ્રામાણિક પણે ખંતથી અને વિશ્વાસથી ઇશ્વરની વાણી જે બાયબલ તેમાંના

સત્યની શોધ કરે છે અને મનુષ્યોને પ્રતિપાદિત કરેલો મત નિર્ભયપણે કોરે મુકે છે અને પ્રભુના ઉપદેશ પ્રમાણે વર્તે છે. તેવા લોકો માણસો.

ઉપરના પ્રશ્નનો ટુંકમાં જવાબ એ છે કે ઇશ્વરે પૂર્ણત્વથી મુકત અને નિર્દોષ મનુષ્યને નિર્માણ કરી તેને સર્વ રીતે યોગ્ય એવું એડન નિવાસસ્થાન માટે આપ્યું. આજ્ઞાભંગનું પરિણામ નાશ અને મૃત્યુ થશે એવી ચેતવણી આપ્યા છતાં મનુષ્યે ઇશ્વરી નિયમનું ઉલ્લંઘન કર્યું. આજ્ઞાનું ઉલ્લંઘન થતાં ઇશ્વરે તેને (આદમને) એડનની બહાર કાઢી મુકયો. અને તેના દેહ પર મૃત્યુની ક્રિયા શરૂ થઇ. આ સ્થિતિમા નવસેં ત્રીશ વર્ષ ગાળી તે મરણ પામ્યો. આ સમયમાં તેને પ્રજા ઉત્પન્ન થઇ તે દૂષિત અને વ્યંગ યુકત ઉપજી. આનું કારણ એ કે તેના જન્મદાતા તેને જન્મ આપતી વખતે મૃત્યુ દંડની સજાથી મુદ્રિત હતા. ભવિષ્યવાદી કહે છે તેનો અર્થ વાંચકોને સ્પષ્ટ સમજાશે. "પાપમય વાતાવરણમાં મારો દેહ ઘડાયો અને મારી ગર્ભોત્પત્તિ પણ પાપમય વાતાવરણમાં થઇ." આથી સર્વ જણ જે જન્મ્યાં તે પાપી હતાં. યેહોવાહે એવું આશ્વાસન આપ્યું છે કે મનુષ્ય જો ઇશ્વરની આજ્ઞા પાળશે તો તેનો મૃત્યુમાંથી છુટકારો થશે. અને તેમની પૂર્ણ સ્થિતિ તેમને પાછી બક્ષવામાં આવશે." તેની યોજના અમલમાં આવવાને લાંબી મુદતની જરૂર હતી. કેટલોક સમય ગયા પછી ઇશ્વરે પોતાના પ્રિય પુત્રને પોતાના પ્રાણનું તારણ આપી મનુષ્યોનો ઉદ્ધાર કરવા પૃથ્વીપર મોકલ્યો. મનુષ્યોને જીવન ભરપૂર જીવન મળે, માટે ઇસુ આ જગતમાં આવ્યો. તે વધસ્તંભ (ક્રોસ) પર મરણ પામ્યો અને તેનું પુનરૂત્થાન થયું. તેના મરણ અને પુનરૂત્થાનના યોગે પ્રભુ અને મનુષ્ય વચ્ચે યોગ્ય સમય આવતાં સુલેહનો માર્ગ મોકળો થયો છે.

## છેલ્લાં ૧૯૦૦ વર્ષનું કાર્ય.

છેલ્લાં ઓગણીસો વર્ષે આપણો પ્રભુ ધર્મસંઘ (ચર્ચ)ની તૈયારી કરે છે તે એ જ્યારે અહીંથી ગયા ત્યારે ધર્મસંઘના કામ માટે ફરીથી આવવાના છે એમ આશ્વાસન આપી ગયા છે, તેના આવગમનની સાથે જૂની સમાજ વ્યવસ્થાનો ચૂરો થઇ જશે. અને તેના કલ્યાણપ્રદ રાજ્યની સ્થાપના થશે. અને માનવ જાતિનું મંગળ થશે.

પરંતુ આ તૈયારીના વખતમાં આ દુષ્ટ જગત્પર સેતાનનું રાજ્ય છે. તેણે લોકોના મનપર અધિકાર જમાવ્યો છે. અને જગત્માં દુષ્ટતા અને અત્યાચાર કરાવે છે. સેતાનના આ દુષ્ટ ઉદ્યોગનો પ્રતિબંધ કરવા અને પ્રજાની ફસવણી અટકાવવા દેવનો ઇરાદો છે. પોતાના રાજ્યનો અંત આવવાનો છે એ જોઇ સેતાન દુનિયામાં વધારે ને વધારે ગરબડ મચાવી રહ્યો છે. અને લોકોને યુદ્ધ, ટંટા બખેડા, ખૂન, નફાબાજી અને ઇર્ષ્યા પ્રત્યે પ્રેરી ઇશ્વરની સત્ય યોજના પરત્વે તેમને આંધળાં બનાવે છે. પ્રભુને આની ખબર હતી અને ભવિષ્ય પણ કર્યું હતું કે સર્વ રાષ્ટ્રોને અકળામણ થશે અને જૂની સમાજ વ્યવસ્થા સંભાળવાને માણસો વ્યર્થ પ્રયત્ન કરશે.

## માનવી ઉપાય સર્વ વ્યર્થ છે.

ચાલુ પરિસ્થિતિને સુધારવાના માનવી ઉપાય સર્વવ્યર્થ છે. મનુષ્ય જાતિના દુ:ખનો પરિહાર પ્રસ્થાપિત થનાર ખ્રિસ્તનું રાજ્ય કરી શકે તેમ છે. એ રાજ્યમાં પ્રભુ ન્યાયથી પોતાની પ્રજાનું રક્ષણ કરશે. એ કામ સંબંધી ભવિષ્યવાદીએ કહ્યું છે કે: ઇશ્વર સર્વ રાષ્ટ્રને હચમચાવી નાંખશે. (પછી) સર્વ રાષ્ટ્રોની ઇચ્છા પૂર્ણ કરશે.” રાષ્ટ્રોની ઇચ્છા એટલે શાંતિ સમૃદ્ધિ, જીવન, સૌખ્ય, સ્વાતંત્ર્ય ઇત્યાદિ આ ઇચ્છા

ખ્રિસ્તનું રાજ્ય જગતપર શરૂ થયા વિના પૂર્ણ થવાની નથી. અત્યારની દુઃસ્થિતિ એ તેના ભાવી સુસ્થિતિનું સૂચક એવું પૂર્વ ચિન્હજ છે બાયબલના વચનપરથી જોતાં એમ લાગે છે કે આપણે અત્યારે જે સમયમાં છીએ તે સમય જગત્‌ના અંતકાળનો છે એમાં શંકા નથી. આ સમય સંબંધી બોલનાં ડાનિયલ નામનો ભવિષ્યવાદી કહે છે કે: "આ રાજાઓ રાજ્ય કરતા હશે છતાં સ્વર્ગનો રાજા પોતાનું રાજ્ય સ્થાપન કરશે અને તે રાજ્ય કદાપિ નષ્ટ પામશે નહિ અને ઇતર લોકોથી તેનો પાદક્રાંત પણ થઇ શકશે નહિ ઇતર રાજ્યોના ચુરેચુરા કરી તેનો નાશ કરશે અને તે પોતે ચિરકાળ ટકશે." (Daniel 2-44) બાયબલમાં જે દુર્બોધ અને લાક્ષણિક અર્થનાં વચનો છે તેનું સ્પષ્ટીકરણ જોવું હોય તો Studies Scriptures Vol. 1 Divine Plan નામના ગ્રંથના અંતે બાયબલમાંના તેમાં ઉતારેલા વચનોનું સૂચિપત્રક જોવું. ઉપર ઉધ્ધૃત કરેલા ડાનિઅલના ભવિષ્ય સૂચક ઉદ્ગારની એ ગ્રંથના પૃ. ૨૫૩. ૨૫૬ માં વિસ્તારથી ચર્ચા કરી છે. એટલુજ નહિ પણ ભવિષ્ય વાદીએ વર્ણન કર્યું છે તે સોનાની ડોક, રૂપેરી છાતી અને હાથ, પિતળનું પેટ અને જાંગ થોડા લોખંડના અને માટીના પગ એનું સ્પષ્ટીકરણ છે.

## સર્વ રાષ્ટ્રોની ઇચ્છા.

પ્રભુ આશ્વાસન આપે છે કે જુની સમાજ વ્યવસ્થાના અંતે ન્યાયનું રાજ્ય પ્રસ્થાપન કરીશ. તે માટે નીચેનો ઉતારો જુઓ.

"અનેક રાષ્ટ્રો એકઠાં થઇ કહેશે કે, ચાલો આપણે પ્રભુના પર્વતપર, જેકબના પરમેશ્વરને ઘેર જઇએ. તે ત્યાં આપણને નીતિ શિખવશે તે શીખીએ અને પછી દાખવે તે માર્ગે જઇએ. ઝાયનમાંથી તેનો કાયદો પોકારવામાં આવશે જેરૂસલેમમાં દેવવાણી થશે.

તે અનેક લોકોને ન્યાયનું દાન આપશે. અને દૂરદૂરના રાજ્યોને ધમકી આપશે. તેની ધમકીથી બ્હીને પોતાની તરવારને ટીપીને હળની કોશ બનાવશે. અને ભાલાને ગાળીને દાતરડાં કરશે. એક રાષ્ટ્ર બીજા રાષ્ટ્રની સ્હામે હથિયાર નહિ ઉગામે કોઇપણ મનુષ્યને તેણે ઉગવેલા દ્રાક્ષના વેલા નીચે કે આમ્રવૃક્ષની છાયામાં નિર્ભયપણે બેસી શકાશે. ત્યાંથી કોઇ તેને હાંકી કાઢશે નહિ. કારણ કે દેવાધિદેવ મુખથી આ આજ્ઞા બહાર પડી છે. (Micah 4-2-4) આ પ્રમાણે સર્વ રાષ્ટ્રોની ઇચ્છા પૂર્ણ થશે અને જગતમાં શાન્તિ, સુખ અને સ્મૃદ્ધિ દષ્ટિએ પડશે. એટલે બાયબલમાંની ભવિષ્યવાણી એટલે કે જૂની સમાજ રચનાના અંતે ન્યાયનું રાજ્ય પ્રસ્થાપિત થશે.

---

The News P. Press, Fort, Bombay.